# મોટે ઘેરની માણેક.

રચનાર—જરબાનુ મેહરવાનજી કોઠાવાલા

તે

"શાહ અકબરનો જમાનો," "સુરજ મહાલની શેઠાણી,"
"બાગે દિલખુશ," "આગલા જમાનાનો ફિલસુફ,"
"બાગે ઇડનની રાણી," "નામાંકિત નારીઓ,"
"જ્ઞાનની સરસાઇ," "સ્ત્રિ જાતિનો ધર્મ,"
વગેરેની કર્તા

છપાવી પ્રગટ કરાવનાર—
બાઇઆઇ લીમજી પાલમકોટ
તે "હિન્દી શારીક"ના માલેક અને અધિપતી



કિ૦ રૂપીયા ૨.

---

મુંબાઈ

આ વાતની ચોપડી મીસીસ જરબાનુ મેરવાનજી કોઠાવાળાએ ગોઘરાથી લખી છે અને મીસ બાઇઆઇ લી૦ પાલમકોટે પીટીટ મેનસન ગ્રાંટરોડ મધેથી પ્રગટ કરી છે અને મી૦ માનેકજી નવરોજી પ્રીન્ટરે બામે જમશેદ પ્રેસ બેલાર્ડ હાઉસ મે ગલોર સ્ટ્રીટ ફોર્ટ, મુંબઇ મધે છાપી છે

---

૧૯૨૪

## જાહેર ખબર

---

## મીસીસ કોઠાવાલાનાં પુસ્તકો.

ઘણીજ થોડી, માત્ર ગણત્રીની નકલો બાકી છે, જેથી દરેકની કીંમત ઓછી કીધી છે જેઓને મગાવવાની ખાહેશ હોય તેઓએ નીચલે સરનામેથી વી પી. પી થી મગાવી લેવાની મહેરબાની કરવી

"આગલા જમાનાનો ફિલસુફ" અસલ કિંમત રા। હાલમા રૂ ૫
સુરજ મહાલની શેઠાણી અસલ કીંમત ૧-૮ અસલ લીધેલા
(મોરોકકો બાઉન્ડ તથા ગોલ્ડ એજીસ રૂ ૧૦) કાપડના પુઠાની એકપણ કોપી બાકી નથી.

| | |
|---|---|
| "બાગે દિલખુશ" અસલ કીમત રૂ દોઢ | હાલમા રૂ ૩. |
| "ખોરશેદ અથવા જ્ઞાનની સરસાઈ" | હાલમા રૂ ૨ |
| "શાહ અકબરનો જમાનો" | હાલમા રૂ ૨ |
| "સ્ત્રી જાતિનો ધર્મ" | હાલમા રૂ ૨ |
| "મોટે ઘરની માણેક" | હાલમા રૂ ૨ |

બીજા કોઈપણ પુસ્તકો મલી શકશે નહી ઉપલી બધી ચોપડીઓનો સામટો જથ્થો મગાવનારને રૂપીયા છવીસને બદલે ફક્ત રૂપીયા વીસ ચાર્જ કરવામા આવશે વી પી જુદુ

જરથાનુ મેહરવાનજી કોઠાવાલા

ગોધરા.

# પ્રસ્તાવના

મારા ભલા વાચનાર આ મારૂ છપાઈ બહાર પડેલુ નવમુ પુસ્તક છે મારા આગલા દરેક પુસ્તકોની મારા પાસ કાઈ એકાદ બે ડઝન નકલો પણ નથી જે બતાવે છે કે ગુજરાતી સાહિત્ય વાચક વર્ગ તરફથી મારી અદના કલમને કેટલુ સારૂ ઉત્તેજન મલીયુ છે, અને આ તકે તે માટે હુ મારા ભલા વાચકોનો આભાર માનુ છુ

આ વાતા, પારસી સસારનું એક જીવતુ જાગતુ સ્વરૂપ છે પોતાની નાદાન બેટીઓને અણઘટતા લાડમા ઉધારવી, ખાનદાનની ટેહકરાઈનો ગર્વ રાખવા શીખવવી, પઈસાની ખુમારીથી બીજાને પોતાથી ઉતરતા ગણી હીણવા અને બ્હારની ચાઈ ચાઈ ઉપર લોભાઈ પોતાની ભવિષ્યની પાળ બાધવા માત્ર કેહવાતા ઉચ ખાનદાનના વીટી ઉપરના નગ જેવા કપુતના ઝલકાટ ઉપર ખેચાઈ, સાધારણ કુટુબના ખરેખરા કોમ દિપક સપુતને તેના ખાનદાનની સાદાઈને ખાતર તુચ્છકારી પોતાનો સસાર ધુળ મેળવવા દેવો એ આજકાલ પારસીઓમા ધણે ભાગે સાધારણ થઈ પડીયુ છે તે માટે મોટે ભાગે તેવી કમઅક્કલ માતાઓજ જવાબદાર છે, પરંતુ તેનો અજામ પોતાના ફરજદો માટે કેવો બુરો આવે છે તે જો તેવી માતાઓ આ ચાનકરૂપી વાતા ઉપરથી જાણવા પામે તો તેણીઓ બેશક આ વાર્તામાં દેખાવ દેતી જનીજેહ જાગીરદાર જેવી કેળવણી પોતાની બેટીઓને આપવાને શ્રમ ઉઠાવે કે જેથી તેણીઓની બેટીઓ મોટી થઈ પોતાની દુરઅદેશ માતાઓ ઉપર આશીરવાદ ઉતારે

એક ડાહી અને સદગુણી બેટી, માતપિતાની દુવા મેળવી આ જગામા સુખી થઇ શકે છે, પરંતુ પોતાના મુરબીઓ તરફથી સદગુણી શીક્ષણ મેળવી સંસારમા સુખી થનાર ફરજંદો જે આશીરવાદો પોતાના માતપિતા ઉપર ઉતારે છે તેથી તેઓ સ્વર્ગનુ સુખ હાસલ કરવા પામે છે

મારા ભલા મિત્ર, મીસ બાઇઆઈ પાલમકોટ તે "હિન્દી આર્ટીક"ના બાનુ માલેક અને અધીપતી બેને પોતાને ખરચે આ મારૂ પુસ્તક પરવરતાવીયુ અને આ એવણનો ચોપડી પરવરતાવવાનો પરીશ્રમ પહેલોજ છે, પણ તે છેલ્લો તો નથીજ થવાનો એમ માનવાને–મારી અદના કલમને વખાણનારા મારા કાબેલ વાચક વર્ગને ઓળખતી હોવાથી–મને દરેક કારણ રહે છે

જરબાનુ મેહરવાનજી કોઠાવાલા.



તે માતાઓને

કે

જેઓ પોતાની બેટીઓને

"મોટે ઘેરની માણેક"

માફક કેળવણી આપી, પાછળથી

જ્યારે ઘણુ મોડુ થઇ જાએ છે,

ત્યારે પોતાની ભુલ

જુવે છે.

કર્તા.

# મોટે ઘરની માણેક.

## પ્રકરણ ૧ લુ.

### બાપ બેટી.

મધરાત્રિનો વખત હતો, દિવસભર કામ કરનાર ઉદયોગી જીવડાઓનો તે નિરાતે આરામ લેવાનો વખત હતો, પરતુ પઈસાની ચેહેલ મેહેલમા ઉધરનાર શોખીન માતબરો, પઈસાનો ધુંવો કરનારી મોજશોખમા મશગુલ હતા

પેડર રોડ ઉપરના હીરામાણેક પેલેસમા દેખાતી ભભુકદાર રોશની અને બહાર ઉભેલી ભપકાદાર જોડીઓની ગાડીઓની અલગાર, માહે થતી ધામધુમની ગવાહી પુરતી હતી વાજીત્રના મીઠા સરોદ બહાર રસ્તા ઉપર ઉડી આવી ત્યાથી પસાર થતા, કોઈ એકલા અટુલા મજુરને કુદરતના કાયદા ઉપર ફફડવાને કારણ આપતા શામાટે કુદરતની નિર્માણ આવી બેઈનસાફી હતી? કોઈ ઠેકાણે આવી હદ બહારની જાહોજલાલી અને મોટાઈનો રગ મચી રહેતો, જ્યારે તેવા બિચારા મુફલેસોને સારા દિવસની તન તોડ મેહેનત છતા પેટે પાધરૂ અન્ન પણ મળતુ નહતુ પણ તે સ નાનવીના આગલા કર્તવ્યના પરિણામ હતા તે સમજવું તેવાઓને મુશકેલ હતુ

પરતુ હીરામાણેક પેલેસની અદર કાઇ મધેજ ખુશબખ્તીનો દોર દેખાતો નહતો દિવાનખાનામા અમીરી મોટાઇનો દબદબો નજરે આવતો, પણ તેજ વેળા માળ

ઉપરના એક સુખદાયક ઓરડામા, ધીમી બત્તીના ઝાખ ઉજાસ નીચે, દુખ અને અફસોસીના હાયસોસારા નીકળતા સભળાતા હતા મખમલી પડદાઓ સાથના મોઘા ફરનીચરથી સણગારાયલા તે ઓરડામા નરમ બિછાના ઉપર લેટેલા તે પેલેસના માલેક, શેઠ હીરાજી હીરામાણેક નાતવાનીથી ઠાસતા હતા તેમના નોકરો "શેઠ"ને ઉઘમા પડેલા ધારી તુરતનાજ ઓરડા બહાર ગયા હતા, પણ પોતાના ધણિયાતા મકાનમા આ રગાગગ ઉડાવવા માટે પોતાની થેલીનુ મોઢ ખુલ્લુ કરનાર આ શેઠિયો, કુદરતની બક્ષેસ—શાત નિદ્રાથી બાકાત હોય એમ જણાતુ, કારણ તે ઝુંકતી આખો ને નિસાસ બદનવાળા વૃદ્ધ શખસનુ મગજ ઘણુ સાચેત હતુ આવી નાતવાનીમા પણ તે સુઇ શકતો નહી તેજ બતાવતુ કે તે બહારથી સુખી દેખાતા શેઠિયાના મગજ ઉપર કાઈ દુખનો બોજો હતો આજ ત્રણ માસ થયા તે આ પ્રમાણે બિમારીને બિછાને પડયો હતો, પહેલા તેણે સાજા થવાની વકી રાખી હતી પણ આ ચાલુ નાતવાનીથી તે હવે ખાત્રીભર હતો કે આ દુનીયાનો તે ટુક વખત માટે પરોણો હતો

દરવાજો ધીમેથી ખુલ્યો અને એક ઓગણીસ વરસની ખુબસુરત નાર નરમ પગલે સાવચેતીથી ચાલતી અદર આવી તેણીએ સફેદ કસબી સાડી પેહેરી હતી અને અરધ ઉઘાડા બરફ જેવા હાથો અને ગુલછડી જેવી રૂપાળી ગરદન ઉપર પેહેરેલા મોતીના સુદર દાગીનાથી તેણી ઘણી શોભી રહી હતી પતલી, નાજુક પણ સીધા બદનની આ મનોહર સુદરીને પોતાના કિમતી લબાસમા તે બિમારના ઝાખા અજવાનમા મધરાત્રીએ ઉભેલી જોવી એ ઘણુ અજબ જેવુ લાગતુ હતુ તેણી સેહેજબી ગડબડ કર્યા વગર ત્યાની એક ખુરસી ઉપર અઢેલાઇને બેઠી, તે વખતે તેણીનો તોર

આ દબાદબાભર્યો મકાનની એક લાડકવાઇ પુત્રી જેવો ઝટ જણાઈ આવનો. ખાનદાનની મોટાઈ, અને કુદરતની આલા બક્ષેસ, ને, ખુબસુરતી, એ બને તે નાર ધરાવતી હોવાથી મગરૂરીનો દુમાખ તેણીના ચેહેરા ઉપર ખુલ્લો જણાતો તે રાતા હોઠનો મરડાટ અને કાળી ચમકતી આખોનો તુચ્છાર ન્હાનાને થથરાવનારો ને મોટા ને પાચ પગલા તેણીથી દુર રાખતો હતો, તે છતા હમણા આ હીરામાણેક શેઠને એકરીપુ બેટી માણેકની આખોમા હેતનો ઉભરો ઉભાતો હતો

હીરાજી શેઠે ધીરેથી પોતાની ઝુકતી આખો ખોલી

"કોણ, બેટા માણેક, તુ છે કે?" તેવણે નબળા પડેલા અવાજે પુછ્યુ

'હા, પપા ડીયર, મે તમને ડીસટર્બ તો નથી કીધાની?"

' તુ અહી શુ કરેછ, મારી દીકરી?"

"હુ હમણાજ ઉપર આવી, તમુને જોવા, ત્રણ કલાક સુધી તમુને જોયાતા નહી તે મારો જીવ નહી માનયો તેથી જરા તમુને જોવા આવીછ, તમે પાછા પોહરી જાવો, પપા"

"આજની તમારી પારટી કેવી રીતે ચાલેછ? પરોણાઓ વીખરાયા કે?"

"ઘણી સારી રીતે નહી, હજુર કોઈ ગીયુ નથી, હજુર તો બે વાગાછ"

"ઠીક, તમો લોકોને ગમે તેમ મજાહ કરો, જા માણેક, તુ નીચે દિવાનખાનામાજ જા મમા તારી વાટ જોતા હોશે"

"તેની કાઇબી ફીકર રાખતા ના, બાવા, શેહેરાબાનુનુ દયાન રોકવાને બીજા ઘણા કારણો છે, એટલે તેવણને તો મારે માટે વિચાર કરવાનો વખતબી મળશે નહિ"

આ અડધુ કડવાસથી બોલાયલું હતુ એમ પેલે બિમાર શખસ વટીક સમજી શકયો

"ત્યારે તુને શુ મજાહ પુરતી નથી મલી, માણેક ?"

તે જવાન નારની આખોમા આસુ ધાઈ આવ્યા તેણી પોતાના પિતાના બિછાના ઉપર બેસી જઈ તે દુબળો પડેલો હાથ ઉઠાવી જુસ્સાથી બોલી—

"ઓ પપા, મને કેવી રીતે મજાહ મલે ? જયારે તમે આટલા બેહાલ જેવા બિછાને પડયાછ ત્યારે મારા દિલને કોઈબી રીતની મોજ કેમ મળી શકે ? અરે, આવી તમારી સીકનેસમા ઘેરમા આ પ્રમાણે રંગરાગ કરાવવો એ શરમ ભર્યું, નામોશીભર્યું છે" અને ડચકાથી તેની છાતી ગુંગળાવા લાગી

"નહિ નહિ, મારી દીકરી, એમ ના બોલ" હીરાજી જરા ફીકકુ હસતા બોલ્યા, "મારી આવી લાબી બિમારીનેજ પકડી બેસીએ ને સોસાયટી તરફની આપણી ફરજ ભુલી જઈએ એ જાહેરમા ગોજુ લાગે અને તેથીજ મારી શેહેરાએ આય પારટી આપી અને તેમા મારી પુરેપુરી બહાલી હતી. જોની, એ બિચારી જવાન જીવ, શુ અત્યારથી મારી ઉઠવેઠમાજ વખત કહાડે ! વળી આવતે અઠવાડયે મારી તબિયત ખાતર આપણે વેસાવા આપણા "માણેકબાગ" મા હવાફેર માટે જઈશુ, તેટલા એક પારટી તો આપવી જરૂરની હતી આજે કેટલા મેહેમાનો આવ્યા છે ?" હીરાજીએ વાત ફેરવવાની મકસદે કહ્યુ

"આસરે બસો," માણેકે જવાબમા આખ લુછતા કહયુ

"તેમા શેઠ ખાનદાનનો લવજીબી છે કે ?" બાપે પુછ્યુ

"હા"

કોઈબી ચતુર આદમી ઉપલા નામથી માણેકના ચેહેરા ઉપર થએલા ફેરફારથી તે જવાન બાનુનો ભરમ પામી જવા વગર રહે નહિ પણ જે દુખનો ઝટકો બુઝરગ હીરાજીના ચેહેરા ઉપરથી એક ક્ષણવાર દેખાવ દઈ અલોપ થઈ ગયો તે જાણાઈ આવવો મુશકેલ હતો

"અને તારો દોસ્ત, કેપટન મીનોચેહેર ફીરોઝના ! તે જવાનબી આવયોછ કે ?"

"મારો દોસત ? કાણની મગદુર છે કે તેને મારા દોસત દાખલ ઓળખાવે ?" માણેકે તુમાખીથી જવાબ કરયો

"હુ તો એમ ધારતો તો કે તે તુને ગમેછ"

"તમને શેહેરાબાનુએ ખોટુ સમજાવેલુ લાગેછ- પપા, તે પારકા જવાનને ફરીથી મારો દોસ્ત કહેતા ના"

"પણ મે સાભળ્યુ છ કે તે તારો મોટો વખાણનાર છે"

"હોસે, તેમા મને શુ ? એમ તો આપણો રસતઈ બબરચીબી મારી તારીફ કરેછ હીરા ડોસા મને કહેતાતા કે રસતઈ કહેછ કે હુ તદન મારા બેહેસતન માય જેવી છેઉં અને મારા માય જેવા ખુબસુરત તો બીજા કોઇબી નહી હોસે જેમ બુઢો રસતઈ પોતાની અકકલ પ્રમાણે મારી તારીફ કરે તેની હુ ગણના નહિ કરૂ, તેજ પ્રમાણે એ પારકા માટીડાની સીફારસનીબી મને પરવાહ નથી" તે ઉછાછલી સુદરી બોલી

"બસ કર માણેક, તારે મોહોડેથી એટલા હેકરાઇના બોલો મને સાભળવા નથી ગમતા કેપટન મીનોચેહેર એક સારા ખાનદાનનો કમાઉ પુત છે અને તુ જો એને પસદ કરે તો આજે હું એને મારો જમાઇ બનાવુ"

"પપા ?" માણેકે અજાયબીની એક ચીસ મુકી "એ તમે શું બોલોછ ? કેપટન મીનોચેહેર ? એક સુરતના અધ

ધારડાનો દુકતો જે વીલાયત જઇને ડાકટર થઈ આવયોછ તેથી શુ એનુ અધયારડુ ખાનદાન સુધરી ગીયુ ? બાવા, ખચીત તમે આય તાપની ઝુમમા મકવા કરોછ એક દાહડુસ જોગટાનો દીકરો, તે તાલેવત શેઠ હીરાજી હીરામાણેકનો જમાઈ? પપા, તમારી દીકરીને પોતાના ખાનદાનની મોટાઈ બરાબર જાળવતા આવડેછ એવા હલકા વિચારથીબી હુ મારા ઉચ કુળને એબ લાગવા દેનાર નથી ''

''માણેક, આય કેપટનના બાપ પાસે મબલક પઇસો છે અને એ કઈ જેવા તેવા ખાનદાનનો નથી, વળી તુ જાણતી નહિ હોશે, માણેક કે રીત દાખલ તુ મારી પાસથી કાઇબી મેળવનાર નથી અને ત્યારે પઇસા વગર તુ કોઈ બીજા મુબઇના મોટા ખાનદાનમા કેમ પરણી શકશે ?''

માણેકે સામે મુકેલી કાચની કબાટમા પોતાનો ચેહેરો જોયો તેણીના વિચાર પ્રમાણે આવી ખુબસુરતીની પુતલી માટે તો ભલા ધનેતરોબી પગે પડતા આવે

''હુ જાણુ છ માણેક, તુ શુ વિચાર કરે છે તે ખુબ-સુરતી ઉપર સારે ઘેર પરણવાના દહાડા હવે ગયા અગા-ઉના વખતમા મોટા મોટા શેઠિયાઓ પાણી ભરતી કે રોટલી થાપતી ગરીબે હાવ, પણ સોહામણી સુદરીઓને પરણી લાવી પોતાની લખોની દોલતની રાણી કરતા, પણ હવેના વખતમા તેવુ નથી હવે તો ભલો લખેસરીબી સામી રીતનો અભખરો રાખવાનો. મારી દીકરી, તુ તારા બાપની બધી હાલત જાણતી નથી હુ, તુ ધારેછ તેમાનો દસમો હિસ્સો બી દોલત ધરાવતો નથી આ 'હીરામાણેક પેલેસ' અને વેસાવાનો ''માણેક બાગ'' એ બધુ તો તારા એકપુરા ભાઈ હીરાને મળશે ગરીબ બિચારો બાબો, હમણા ફકત બે વરસનો છે, પણ એ બાવીસ વરસનો થશે ત્યા સુધીબી

મારૂ કરજ ફીટાડી શકાશે નહિ હવે તારી સાવકી માય શેહેરા જે રીતમા પઈસા લાવીછ તે તો ઈન્સાફને ખાતર મેં તેનાજ નામપર કરી આપયા છે એટલે ફક્ત તું મારી માણેક એક પઈબી તારા બાપ પાસથી મેળવી શકનાર નથી"

"એ બધુ હુ આજે નવુજ સાભલુછ—પણ પપા, ગમે દુનિયા ઉંધી વરી જાય પણ હુ ઉતરતા ખાનદાનમા મારી સગાઈ કરનાર નથી"

"એવી તુમાખીના બોલો ભુલી જા માણેક, તારી બેહેસ્તન માયલાનેબી ખાનદાનનીજ ફુકરાજી ભારી હતી એ અભીમાનીએ કોઈને સુખી કીધા નથી તુને તારી સાવકી માય સાથે તો બનતું નથી, ત્યારે તમે બે જણ કેમ સાથે રહી શકશો?"

"તેની ચિતા ના કરો પપા, તમારા શેહેરાબાનુ સાથ હુ જીવ ઉપર જબરી કરીનેબી સાથે આપણા પેલેસમા રહેવસ, પણ મીસ હીરામાણેકનુ મારૂ મોટાઈભરયુ નામ, હુ એક અધયારડાના નામમા ફેરવવાને કબુલ થવશ નહિ"

"પણ તુ એ જવાનને પસદ કરવા શીખશે તો—"

"તેમ કદી બનનાર નથી અને તેવી વકી રાખવી એ ફોકટના ફાફા છે"

હીરાજી શેઠ પોતાની આ તીખા સ્વભાવની મગરૂર બેટી સાથની તકરારથી આજેજ થઈ ગયા

"જો માણેક, તુ નીચે જા તારી આટલી લાબી ગેરહાજરીથી પરોણાઓ વિચારમા પડશે, અને હુ બી એકલો પડશ તો સુઈ જવશ"

માણેકે પોતાના પપાનો તકિયો સરખો ગોઠવ્યો અને તેવણને રગ બરાબર ઓઢાડી દરવાજા તરફ ચલાવ્યુ.

"મારી દીકરી" હીરાજીએ તેને પાછી બોલાવી; "જો કદાચ હું વહેલો મરી જાઉં અને તું એકલી પડે તો આજની મારી વાત ઉપર ફરીથી વિચાર કરજે"

હવે તે છોકરી ખરા દીલથી ગભરાઈ

"ઓ પપા, તમે એમ શા ઉપરથી બોલોછો? શું તમારી તબીયત કાંઇ વધારે નરમ લાગેછે?"

"નહિ દીકરા, પણ મોહોત કાંઈ કહીને આવેછે?"

"ઓ તમે એમ ના બોલો, ના બોલો પપા, તમારા વગર મારૂં બીજું કોણ છે?" માણેક, જેણીના જનમથીજ તેની મા મરણ પામી હતી અને જેણીએ આજ સુધી મોહોત જેવું ડરામણું કશું અનુભવ્યું નહતું, તેણી કમકમીને બોલી "આપણે આવતે અઠવાડયે તો વેસાવા જઇશું અને ત્યાં જતાંજ તમે સાજા થઈ જશો એમ ડાકટર પીરોજશાહ કહેછે"

"જેમ ખોદાની મરજી હશે તેમ થશે" અને પોતાની બેટીને ભેટી તે બાપે તેણીને નીચે જવાની રજા આપી

——— o ———

## પ્રકરણ ૨ જું

## હીરા માણેક પેલેસના ઘરેણાંઓ.

---

પોતાના બિમાર બાપના બિછાના આગળથી બહાર નીકળી, માણેક, સંગે મરમરના કઠેરાવાલા પોહોળા દાદાર ઉપરથી એક હવાઇ પખેરાની અદાએ સપસપ હેઠે ઉતરી આવી ત્યારે તુરતનીજ તેના બાપ સાથ થએલી વાતોના વિચારમાં તેણીના તુમાખી ભરયા ભવા ઉપર ધિક્કારનો ચિલ્લો ચઢયો હતો.

"કેપટન મીનોચેહેર ફીરોઝના! પણ આખર કરે તો કોણ! એક અંધયારડાનોજ દીકરો કની? મારા ભોળા પપાના મનમા એ વિચાર ઉત્પન્ન કરનાર મારી સાવકી માએજ છે, એમા તો કંઇ શક નહિ હુ તમુને સારા રીતે ઓળખુ છ, શેહેરાબાનુ હીરા માણેક! મારે માટે, એક ગામડયો શોધી કહાડી મને તમારી નજરેથી દુર કરવાની મતલબના ઉંડાણમા શુ ભરમ સમાએલો છે તે હુ બરાબર સમજુ છ વાતા તો ખાસ્સી! તુ તારા પઇસા અને સેન્જસાજ ખુબસુરતીથી મારા ભોલા પપાને આજી નાખી અમારા અમારી ખાનદાનની સગાઈમા ધુસી જવા પામી, તેના બદલામા તુ મને મારા ઉંચ ખાનદાનમાથી નીચે ગામડાવા આવીછ? તે જો તેવુ કાંઈ ધારી રાખ્યુ હોસે તો તારી મોટી ભુલ છે" અને પોતાના રાતા હોથોને ફફડાટમા મરડી તે ત્યાના આલીશાન દીવાન માનામા મગરૂરાથી ડોક ઉઠાવી દામલ થઈ

તે ભપકાદાર અએવાનની મોટાઈ ચીતારવી ને સોના ઉપર ઢોળ ચઢાવ્યા બરાબર છે બરાબર વચોવચમા એક મખમલી દીવાન ઊપર એક જવાન માનુ હસ્તે મુખડે બેઠી હતી આ હીરામાણેક પેલેસની શેઠાણી અને આજની પારટીની યજમાન બાનુ હતી શેહેરબાનુ આશરે અઠાવીસની ઉમરની, ઉંચી, લગાર ભરેલી, ખુબસુરત, ઘટમદાર ચેહેરાની ને કાળી ઝમકતી આખો ધરાવનાર હતી ખુબસુરત તો તે હતીજ, તે તો પહેલીજ નજરે કહેવાઈ શકાય, પણ અચ્છા ટેસ્ટનો કોઈબી આસામી મા બેટીની સુંદરતાનુ જુદુજ તોલ કરી લે માણેકમા, મોટાઈના તોર સાથ ખાનદાની દેમાગી છતા, એક જાતનો અજબ સામાનુ દિલ હરી લે એવો મિઠાસ હતો, જયારે શેહેરાબાનુ, લોકોનુ ધ્યાન ખેચવા માટે તાણી તોડીને મીઠો હસતો ચેહેરો રાખવાનુ ડોળ ઘાલતી

પણ તેની કાળી આંખોના ઉંડાણમાનુ ઝેરી કીનાખોર ખવાસનુ ઝનુન છુપુ રહી શકતુ નહી પોતાની આસપાસ જમા થતા જવાન્યાઓની ચાપલુસી અને સીફારસ સાંભળવામા તે ઘણી મોજ લેતી, પણ તેજ વખતે પોતાની સાવકી બેટીની તારીફ થતી તેણી સાંખી શકતી નહિ તેણીના પરોણાઓમા જે હમેશા "પેલેસ"મા પહેલો અને મુખ્ય આવકાર પામતો તે શેઠ ખાનદાનનો લવજી હતો હમણાંજ શેઠાણીની પાસેની નીચી ખુરસી ઉપર તે બેઠો હતો અને તેની વાતમા ઘરડા હીરાજીની જવાન ધણીઆણી ઘણો રસ લેતા જણાતી

આ લવજી, આ વીસમી સદીના એક ખરેખરો અપ-ટુ-ડેટ જવાનયો હતો તેનો ફેશનેબલ પેહેરવેષ, સોહામણો ભારી મુછનો ફાકડો ચેહેરો અને કોયલા જેવી કાળી ને તિક્ષણ આંખો સાથનો દેખાવ જવાન બાનુઓમા ઘણુ ધ્યાન ખેંચતો તેણે કાંઈ યુનીવરસીટીની ડીગ્રી તો મેળવી નહતી, પરંતુ બે ત્રણવાર વીલાયત જઈ આવેલો હોવાથી ફક્કડ ઈગ્રજી ફેકી જાણતો, અને બાપદાદાના કહેવાતા પઈસાથી મોજ મારતા આ કુળવાન જવાન્યાને ધંધાધાપાની ભલ ફીકર હતી!

જ્યારે માણેક દિવાનખાનામા દાખલ થઈ ત્યારે લવજી અને શેહેરા કાંઈ હસી હસીને વાત કરતા હતા, જે જોતાજ માણેકનો ચેહેરો ઝરદ મારી ગયો અને ગભરાટમા તેણી એક કદાવર બાવાના જવાનયાને અથડી પડી આ ગ્રહસ્થે તુરત માણેકને એક ખુરસી આપી અને કશુ સુઝ ન પડવાથી તે જવાન નારે "થેંકયુ" બોલી તે બેઠક કબુલ રાખી સાવચેત થતા તેણીએ જોયુ કે જે શખસ માટે તેણીએ આટલા ધિક્કારથી હમણાજ પોતાના પપા સાથ વાત કરી હતી, તેજ કેપટન મીનાચેહેર, તેણીને બેઠક આપી પાછળથી તેની ખુરસી પકડી ઉભો હતો

અને હવે મારા વાચકો સનમુખ હુ આ ડાકટર કેપટનના દેખાવનુ કાંઈક વરણન આપીશ આજેપી ને મારી સામે ઉભો હોય તેમ હુ તેને મારી બન્ને આખોમાથી જોઈ શકુ છુ

મીનોચેહેર ફીરોઝના આશરે ત્રીશની ઉમરનો, છ ફીટ ઉચો ને કદાવર બાધાનો જવાન હતો બાપેદાદે અથોરનાન હોનથી આ જવાન, ગોલાબી, તનદરોસ્ત, દુધ જેવા સફેદ દાતો અને તપકીરયા રગની ચાલાક ચશમોવાલો હતો લખપતી માબાપનો તે એક પુરો બેટો હતો, પરતુ બાપની કમાઈ ઉપર અયાસી જીદગી ગાળવાના નામનોજ તેને ધિક્કાર હોવાથી અને બચપણથી ડાકટરના ધધા તરફ વલણ હોવાથી તે આઈ એમ એસ ની પરિક્ષા માટે વીલાયત ગયો ત્યાથી ને એક વરસ થયુજ પરિક્ષામા પાસ થઈ કેપટનની પદ્વિએ રગુનની રેજીમેટમા ડાકટર દાખલ જોડાયો હતો હલ તે વરસ દીવસની રજા ઉપર હતો અને શેઠેરા માનુના કુટુબ સાથ અસલની ઓળખ હોવાથી ન તેણીના મેહમાન દાખલ અવારનવાર "પેલેસ"મા આવતો તે સુધો પ્રમાણીક ખાહેસ દીલનો અને સામા આદમીનુ ખાસ કરીને બાનુઓ તરફનુ માન અને મમતા જીતી લે એવો નેકબખ્ત જણાતો જયારે હીરાજી શેઠે પોતાની બેટી સાથ એ જવાન સબધી તકરાર કીધી ત્યારે તેવણ એમ કહેવામા ખરા હતા કે એ કેપટન એક ખરેખરો ગ્રહસ્થ હતો અને તે તો આ વારતા આગળ વાચતા જણાશે

--- o ---

## પ્રકરણ ૩ જુ.

### રંગમા ભંગ.

કેપટન મીનોચેહરે મુકેલી ખુરસી ઉપર માણેક ઉતાવળમા બેઠી ખરી, પણ તે જવાન ડાકટરને તે ખુરસીની પીઠે અઢેલાઇને ઉભેલો જાણી માણેકની છાતી ખફગી અને ધીકકારથી ઉથલાવા લાગી આ શખસ પોતાનુ હલકુ ખાનદાન ભુલી જઈ તેણીના જેવી તોખમી બાનુને વખાણવા જેટલો બેઅદબ થાય, એ સરકસી નહી તો શુ ? અને જયારે તેને પોતાની બેઠકની વગોલગ ઉભેલો તેણીએ જોયો ત્યારે આ તુમાખી છોડીના નેણ ફરી ગયા

એક સંગેમરમરના કોરી કાઢેલા પુતળા જેવી, સુંદર પણ ઠંડી અને સખત લાગણીવાળી તે છોડી તરફ દીલની અજબ લાગણીઓથી ટીકતો કેપટન મીનોચેહર ખુરસીની પાછળ ઉભો રહી એકજ વીચાર કરતો કે તેનો સ્વપનો જો છેવટે નાસીપાસીમાજ નાબુદ થવાનો હોય તો તેવા ન ખમાય એવા સંશયમા રહેવા કરતા તો વહેલોજ ખુલાસો થઈ ગએલો સારો. લોકોને તેઓ તરફ ટીકતા જોઈ અંતે કાઈબી બોલવુ જોઇએ એવી મકસદ જવાન કેપટને પોતાનુ મરદાનગીભર્યુ બદન વાકુ કરતા ધીમે સ્વરે કહયુ

“આવતી કાલે તમે એડમ્સન થીએટરમા “મેરી—વીડો” જોવા આવનાર છેઓ, માસ હીરા માણેક ?”

“કોણ જાણે, પપાની તબીયત ઉપર હમણા તો અમારા મુવમેટસનો બધો આધાર છે”

“હીરાજી શેઠ હાલમા જરા સારા હોશે ?”

“હા ! ઠીક છ”

"હવે ઓહુની સીઝન પુરી થવા આવીછ—આય વખતે ગરમીની મોસમમા તમે કહા જશો? કોઈ વખતે તમે ગુજરાત તરફ આવ્યા છો?"

માણેકે મગરૂરીથી ડોક ઉડાવી "એ શુ કહેવા માગતો હોશે?" તે મનસે બબડી, પછી તેણીએ મોટેથી કહ્યુ "નહિ, અને મને ત્યા આવવા કદી ગમશેબી નહિ તમારા ગુજરાત તરફ એવી ભયકર ગરમી હોયછ કે તેવા બફારામા તો હુ દહાડામા દશવાર ફેટ થઈ જાઉં"

"પણ અમારા દરિયાઈ મથકો ઘણા ખુશનુમા હોયછ, જાહુમોરડી અને ડુમસનુ પાણી એટલુ નિરોગી ને હુજમિયત છે કે તમારા મહાબળેશ્વર માથેરાનના ઝ ાના પાણીનેઝી બાજુ બેસાડે ડુમસ તો અમારા ફીરોઝપુર ગામથી થોડાક માઈલને છેટેજ છે"

"હોશે, મને તો એવા માછીમાર ગામડાઓની ઘણીજ સુગ છે હુ મુબઈમા ઉધરીછ—તે કદીબી બીજા જગલી ગામડાઓની લાઈફ પસદ કરશ નહિ"

ગરીબ મીનુએ એક મોટો પણ છુપો નિસાસો નાખ્યો માણેકને લાગ્યુ કે તેણી લગાર બેઅદબ થઈ હતી એટલે જરા સાદ નરમ કરતા તેણી બોલી "તમે ત્યાના રહેવાસી છેઓ એટલે તમને ત્યા ગમતુ હોશે, પણ મારૂ ખુલ્લા બોલોમા બોલેલુ માફ કરજો, કેપટન માનેચેહેર, પણ મને તો કદીબી એ વાણીયાઓથી વસાયનુ ગુજરાત ગમવાનુ નથી ઓ માય, કેટલી ગરમી પડેછ, અહિ! ચાલો બાપ, હુ તો જરા બહાર વરડા ઉપર જાઉછ" અને તેણી એકદમ ઉઠીને ત્યાથી ચાલી ગઈ

કેપટન બાપડો ફજેત જેવો ત્યાજ ઉભો રહી ગયો ખાનદાની ટેહુકરાઇ આ કુળવાન નારમા કેટલી બધી ભરાઈ

હતી તેનો કાંઈક ખિયાલ હવે તેને આવવા માંડયો. પણ તેને લાગયુ કે હજુમી તે તેણીનો વિચાર ફેરવી શકશે

પેલી તરફ માણેક બહાર વરંડા ઉપર કાચની બારી ખોલી તેના સળિયાઓને પોતાનુ માથુ અઢેલી વિચારમા ચુપ ઉભી રહી તેણીને લાગયુ કે આજે વગર સબબે તેણીએ એક ગ્રહસ્થને અપમાન કીધુ હતુ પણ તેમ કરવા માટે તેણીએ પાતાની મગરૂરીને દોશ દેવા માગ્યુ નહિ એમા તો માણેકે પોતાની સાવકી માનોજ કસુર જોયો શેર-બાનુના ઉત્તેજનથી આ અધયારડાનો છોકરો આવી બેઅદબ આશામા આવ્યો હતો, એવુ તેણીનુ અનુમાન હતુ

આ વખતે તેણીની પાછળ કોઈના પગલા પડયા "કેમ એખલા ઊભાછો" પાછળથી શેઠ ખાનદાનના લવજીનો અવાજ આવ્યો "મીસ હીરામાણેક કાંઈ ઘણા ખુશ ખિયાલમા હોવા જોઈયે કે તવી વખતે એગણ પોતાના દોસ્ત આસનાઓ-ને વટીક છોડીને અહિ એકલુ ઊભુ રહેવાને પસંદ કરેછ ?"

"હા, હુ વિચાર કરતી હતી કે દુનીયામા દોસ્તો ખરે-ખરા મીત્રોની ગરજ સારે એવા હોય છે કે ? મને ફકર છે કે હુ મારી આસપાસ તો ખરા ખેરખાહ જોવા તો કોઈ જોઈ શકતી નથી" માણેકે ફફડાટથી કહયુ

ચાદનીના ઉજાસમા ઉભેલી આ રૂપાળી નારના મરડાટ ભરયા રાતા લબોમાથી બહાર પડેલા ગુસ્સાભેર બોલોથી શેઠ ખાનદાનનો લવજી લજવાઈ ગયો આજ દીને તે માણેકથી જે રીતે દુર રહયો હતો તેના ચટકાથી આ જવાન છોડી ફફડેલી હતી તે તેણીની પાસ ગયો અને નરમીથી માણેકનો હાથ પોતાના હાથમા લેતા તે બોલ્યો

"મીસ હીરામાણેક–માણેક. તુ શુ જોઈ શકતી નથી કે હું તારો ખરેખરો મીત્ર છુ ? તુ જો મને બહાલી આપે તો સદાનો તારો ખેરખાહ થવા હુ કેટલો ઇંતેજાર છુ તે શુ તું માનશે નહી ?" તેણે નરમ મીઠા અવાજે કહયુ

જવાન માણેકે અને પોતાનો સુખી સ્વપ્નો ખરો પડેલો માનયો આ સાભળી ખુશાલીના આસુ તેણીના ગાલ ઉપર સરી પડયા

"બોલ માણેક, હુ તુને પસદ છુ ? તુ મારી થશે ?" લવજીએ તેણીની ચુપકીદીથી હીમ્મત પકડી ચલાવ્યુ

"હા લવજી, બેચીત, બેચીત હુ તારીજ છેઉં તારા સીવાય બીજા કોઈનો મે કદીબી વિચાર કીધો નથી"

'મારી પોતાની માણેક ?"—પણ આ વખતે દિવાન-ખાનામા કાઈ ગડબડ થતી સભળાઈ

"ઓ ખોદા ! શુ થયુ હોશે ! ઓ લવજી, આય ડાકટર પીરોજશાહ કાય આવ્યાછે ? એવણ મમાને ઉપર લઈ જાયછે ? ઓ કાઈબી બુરૂ બનયુ છે ખરૂ ! મને જવા દેવો—જવા દેવો" અને તેણી તુરતજ ડાકટર તરફ ધસી

એક પલકારામા તે મોજીલા મડળમા આગરૂપે વાત ફેલાઈ રહી કે માળ ઉપર બિમાર પડેલા હીરાજી શેઠનુ અચબુચ હારટ બેસી ગયુ હતુ તેવણના ઓરડા તરફથી ગુગળાતા દમનો અવાજ આવવાથી તેમના નોકરે શેઠાણીને ખબર આપી ડા૦ પીરોજશાહને બોલાવી મગાવયા અને તવણે આવતા સાથ તુરતજ જાહેર કરયુ કે એચિતુ હારટ બેસી જવાથી તે માતબર શેઠિયો ગુજર પામ્યો હતો

# ..કરણ ૪ થુ.

## મનીજેહ કામા.

સુરતથી કેટલાએક માઈલ ઉપર આવેલા ફીરોઝપુરના રળિયામણા ગામડા તરફ હવે આપણે નજર ફેરવીશુ

કેપટન મીનોચેહેરના પિતા મનજીભાઈ ફીરોઝનાએ, ધરમપુરના ઠાકોર માનસીહને ત્યા લાબો વખત દિવાનગીરી કીધી હતી, અને પોતાની બાહોશી તેમજ ચોખી દયાનતદારીથી ઠાકોરનો ઘણો વિશ્વાસ અને માન પામ્યા હતા મનજીભાઈ કાઈ ઘણા પઢેલા નહતા, પણ દુરઅંદેશી અને ઈગ્રેજ રાજનીતીની કુનેહની તેમનામા ઘણી સારી આવડ હતી ઠાકોર માનસીહને વૃદ્ધાવસ્થા તરફ ઢળી ચુકયા હતા અને લકવાથી સદાના ખાટલે અડેલા જેવા હોવાથી, એક રીતે જોતા તો, મનજીભાઈ દિવાન આખા ગામના રાજા જેવા હતા બાહોશ દિવાનથી જેમ રાજ અમલમા સારા ફેરફાર થવા પામે છે, તેમ આખા ગામની વ્યવસ્થા કુનેહબાજ હાથોમા જવાથી ગામડાનુ શેહેર બનવા પામે છે, અને મનજીભાઈએ તેમજ કીધુ પહેલા તો તેવણે નદી ઉપર મોટા ખરચે પુલ બધાવયા, અને વેપાર માટે તાપી માતાનુ બારૂ ખુલ્લુ કરાવયુ, નિશાળો સ્થપાવી, દવાશાળા ઉઘડાવી, ગામના બાહોશ જવાનોને રાજને ખરચે ચડતા અભ્યાસ માટે વિલાત મોકલ્યા, અને સ્વદેશી માલ બનાવવા કાર ખાનાઓ ઉભા કરાવયા અલબત બધો ખરચ માનસીહજીની તીજોરીમાથી થતો હતો પરતુ પાચ વરસમા ઠાકોર સાહેબે જોયુ કે જેટલો ખરચ થયો હતો તેથી પાચગણો વધુ નફો હવે થવા લાગ્યો હતો મનજીભાઈની આ ઈમાનદારી અને વીદ્વતા ભુલી જાય એવા ઠાકોર નહતા, અને જ્યારે તેમનો

ગાદી વારસ કુવર ઉમરમા આવયો અને માનસીહ એ પોતાની હયાતીમા તેને પોતાની ગાદી આપી, ત્યારે વીદાય થતા દિવાનને સુરતથી બાર માઈલે આવેલુ એક ફળદ્રુપ ગામ બક્ષીસ અપાયુ મનજીભાઈએ પેતાના બાપના નામ ઉપરથી "ફીરોજપુર" નામ આપી પોતાની જાગીરી પુષ્કળ વધારી મુકી, અને આપણી આ વારતાની શરૂઆત થઈ છે તે વેળા આપણે મનજીભાઈને તેમના નહાના કુટુબ સાહીત, તરો તાજગીભર્યા ફીરોજપુર ગામના માલેક દાખલ, તેમના ફીરોજબાગ નામના મોટા મકાનમા રહેલા જોઈએ છીએ

મનજીભાઈની સાથે તેમના ધણીઆણી હીરામાય અને એક પુરા બેટા મીનુમા તેવણનુ કુટુબ આવી રહયુ હતુ, પરતુ હીરામાયના એક બેહન વીધવા થવા પછીથી પોતાનુ ઘર બેહનનેજ ત્યા માડીને રહયા હતા

મનજીભાઈએ તેવણને સારો આવકાર આપ્યો હતો અને ઘરમા તેવણ આવા માસીને નામે ઓળખાતા આ ચાર ઉપરાત એક પાચમુ પણ તે ઘરમા વસતુ હતુ અને તે મનજીભાઈના મરહુમ બેહેનની દીકરી મનીજેહ કામા હતી જયારે મની ત્રણ વરસની હતી ત્યારથીજ મનજી મામાને ત્યા તેવણની દીકરી જેવી રહીને ઉધરી હતી અને આજે તેણી વીસ વરસની તદરોરસ્ત જવાન બાનુ થવા પામી હતી

મોટે વરની માણેક કરતા એક વરસ મોટી આ મની, તુમાખી માણેકથી ઉલટીજ કીસમની છોડી હતી બચપણથી ગામડાની તદરોરસ્ત હવામા ઉધરેલી હોવાથી તેણી ગોલાબી ગાલની, સદાની હસતી રમતી દોડધામી, ભોળા ભલા ખવાસની હતી તેની માજરી આખોમા મશકરી અને રમુજનો પડછાયો સદા જેવામા આવતો, તુમાખી અને મગરૂરી જેવુ તો તેણીનામા કશુજ હતુજ નહી, તેણી જેમ કોઈને પોતાથી ઉતરતા ગણતી

નહી તેમ કોઇને પોતાથી ચઢતા માનવાનેબી સાફ ના પાડતી પરહેજગાર બચપણથી મનજી મામાના હાથ હેઠળની તરબીયત પામવાથી તેણી ઘણી ધરમી આચારવીચારની હતી વળી હીરા-માએ તેણીને રાંધણીની ને ઘરની સરવે તાલીમમા પુરવીણ કીધી, હતી, એટલે છ ઇંગ્રેજી ચોપડી ભણેલી અને બીજા ઘરગતુ હુન્નરો સાથ તેના મામા મામીના વીચાર પ્રમાણે સપુરણ કેળવાયલી હતી

"મની કહા ગઈ, મની?" આપા માસીનો આવાજ આવ્યો

"આવા માસી હુ અહીયા છેઉં" અને બીજીજ પળે જમરૂખીના ઝાડ ઉપર ચઢી ઉભેલી તે જવાન છોડીએ નીચે ભુસકો મારયો "કેમ માસીજી, શી ખબર?"

"જો મની તુ એમ કુદકા મારવાનુ હવે છોરી દે હવે જીભરઈ તુ દાહરેવારેની થઈ ને, છે તે—છે તે કે—બેસ અહિ, મારે કાંઈ તુને કહેવુંછ"

આવા માસી બિચારા વાંજીયા હતા એટલે તેમને મની ઉપર પુશકળ પ્યાર હતો અને તે જવાન છોડીબી તેમને "માસીજી"ને મીઠે નામેજ બોલાવતી

"કાંઈ ગંભીર ગુફ્તેગુ છે કે?" મની ઘાસ ઉપર બેસી જતા બોલી "માસી માય તમારૂ કોઠુ તો કાંઈ તેવીજ ગવાહી આપેછ શુ છે? કુવામા કુતરી તો નથી પરીની?"

"મની, આજે આપણા મીનુનુ એના બાવા ઉપર કાગળ આયુછ કે—"

"કે—?"

"એ પોતાના થોડાક દોસ્તદારોને લઈને 'ફીરોઝબાગ'મા આવેછ, તુ જાણેછ દીકરી કે એ નવ મહીને ઘેર આવશે ને તેથી એના માયબાવાના હઇયા હરખઈ ગીયાછ—"

"ઓ! મીનુભાઈ આવેછ તેથી હુ કેટલી ખુશી છુ."

મની તાળી પાડતા બોલી "હવે અમે દરિયામા માછલી પકડવા જઈશુ—"

"પણ તુ મારી વાત સાભરસે, કે એમજ વચે પરીયા કરવાની? હુ તો તારી આગર એમ વાત કરવા આવીચ કે હવે મીનુને પરનાનવાનો એના બાવાનો વિચાર છે" માસી બોલ્યા

"ખરેખર? અને તમે શુ વરધવરાને સારીયા પાપડની વરદી મને પુછવા આયાછ? હા, જો, એક ટોપલો જામાસપજી જાગીરદારને ત્યા મોકલવો પડશે, એક ટોપલો નાહનીબાઈ—"

"મની—મીનુને કોણ સાથ અદરાવાનો છે તે તુ જાણેચ કે?" એકાએક માસીએ હવે પુછયુ

"નહી માસી, તે હુ કેમ જાણુ?"

"તારી સાથે"

"મારી સાથે!" અને કુદકો મારી મની ઉભી થઈ "માસી માય એ વાતની મને મશ્કેરી ગમતી નથી—"

"મસકેરી સાની? મનજી મામાની ને તારા મામીની બનેની ઘણી ખુશી છે કે મીનુ સાથ તારૂ ગોઠવી આ ફીરોઝપુર ગામડુ તમો બનેના નામ ઉપરજ કરી આપે, મીનુ કોઈ મુબઈવારી ફૂલકસુરને ઉચકી લાવે તે કાઈ આય ગામડામા રહે નહી, અને આય એટલી તારા મામાની દેખરેખથી ખીલી નીકલેલા ગામને વખાતુ નાખવામા આવે તો એની ઉપજ બધી ઘટી જાય, અને તેથી મનજીભાઈની ઘણીજ ખુશી છે કે તુને વહુ કરવી બોલની, તુને ફીરોઝપુર ગમેચ કેની?"

"ફીરોઝપુર કોણને નહિ ગમે?" મની ગભીર થતા બોલી "આ માછલોના વિસ્તારવાળુ ગામ મને મારા બાપીકા

મકાન જેવું વ્હાલુ છે. અહિના દોઢસો ઘેર મારી આગળીની ગણત્રી ઉપર છે મારા પંદરમા વરસને દહાડે છોકરીઓની નિશાળનો પાયો નખાયેલા, તે દિવસથી આજ સુધી મે લગભગ દરરોજ એક ફેરો ત્યા ખાધોચ બિચારા કોલિયાઓના ઘેરથી આપણા "બાગ સુધી આવતા વચ્ચે વરસાદને દહાડે પાણીના તળાવ જેવા ખાબોચિયા થતા હતા તે ઉપર પુલ તા મારી ખાએશથી મામાજીએ બધાવ્યો અહીના એકેએક ઝાડ મને વહાલા છે, ઓ માસી, મને ફીરોઝપુર ઘણુ પ્યારૂ છે. પણ—"

"પણ શુ ? તુ બોલતા અચકેછ કેમ, દીકરા ?"

"માસીમાય, મીનુને મે બચપણથી મારા ભાઈ જેવો ગણ્યોછ, એટલે તેથી વધારે વીચાર હુ તેના માટે કરી શકિત નથી

"મની તારૂ દુસમેનનુ મગજ ખસી તો નથી ગીયુ ? આવો મરૂ, બોલતી ઓવરાઉ, નરો નરો જાણે જા ગલા જેવો અને તે સાથે વરી આય પાદશાહી જાગીરી, ને માય પેટ જેવા સાસુ સસરા—"

"તે બધુ ખરૂ, પણ મને સાચુ કહે માસીમાય, મીનુએ તો કંઈ એવુ લખ્યુ નથી કેની ?—

"નહી—"

"ત્યારે બસ, કસી ફીકર કરવાની નથી મારી ખાત્રી છે કે મીનુ મારીજ માફક ના કહેશે અમે બને જણુ બચપણથી ભાઈ બહેન જેવા સાથે ઉધરયાછ અને અમારો પ્યાર પણ તેવોજ ચોખોને મજબુત છે, એટલે એ વાત

ાદી બનનાર નથી  તમે હાલમા કાંઈ  મામાને  કહેતા  ના.
વખત આવવે સઉ થઈ રહેશે"

———— o ————

## પ્રકરણ ૫ મુ.

## "ફીરોઝ-બાગ"માં તેના વાગેસની પધરામણી.

આપણે ગયા પ્રકરણમા વાચ્યુ તેમ મનજીભાઈની બેનની દીકરી મની, ગામડામા ઉછરેલી હોવાથી રીતભાતે સાદીમાદી અને ટીપટાપી ફેશીનથી નિરાળી હતી તેણી કાંઈ ગામડિયણ જેવી અભણ તો હતીજ નહિ, તેમ મુબઈ શેહેરની નઝાકતભરી બાનુઓની નાઝો અદા, કે મરદો સાથ વાત કરતી વેળાનુ ચિબાવલાપણુ, મરોડદાર લઢણે ચાલવુ, બાલબોલ ઇગ્રેજી કેકવુ, તાણી તોડીને ધીમા સાહદે હસવુ, અને ઝાલર ઝુલરની ફેશનમા સગરાઇને ફરવુ એ બધાથી તે બાકાત હતી જો કે મનીનો જાતી ખવાસ ઘણો તિખ્ખો હતો, પણ સારી સમજથી તે પોતાના સ્વભાવને કાબુમાં રાખી શકતી માયાની કે ગુસ્સાની કાઇ પણ લાગણીની અસર ખુલ્લી કહી આપનારી તો તેણીની ચુગલીખોર આંખો અને ગાલ હતા સુધરેલામા ખપતી બાનુઓ ઉપર કોઇબી વાતની અસર એકદમ થઇ શકિત નથી, અને તેવીઓના નફકરા હઇયામા અસર થતી હોય તો ચેહેરાના આયનામાં જાણાય કે? મની એવી તિક્ષણ ને તિવ્ર લાગણીની છોડી હતી કે તેણીની માજરી આંખોને ભરેલા ગાલો ઉપર થતા ફેરફારોથી સામુ આદમી તેણીની લાગણીઓ સમજી જઇ શકે પોતાના પિતાઈ ભાઇ મોનુ માટેના ધરનાઓના વિચાર તેણીએ હસી કાઢયા ખરા, પણ હવે તેણીને લાગ્યુ કે

આગળની માફક તે મીનોચેહર સાથ એખલાસથી ભેળાઇ શકશે નહિ

જ્યારે કેપ્ટન મીનોચેહર પોતાના દોસ્તોની સાથે પોતાના બાપિકા મકાનમા પધારયા, ત્યારે તેના બુઝર્ગો માતપિતાએ ઘણો હર્ષભર આવકાર આપ્યો. મની જરા અલ-ગજ રહી, પણ વેલાત રહી આવેલા આપણા જ્વાન મીનો-ચેહર શેઠ, આજકાલ ફેશનેબલ મુબઇની ફાકડી બાનુઓમા ઘણા ભેળાતા હતા, એટલે નવ માસને લાબે છેડે પોતાની પિત્રણુને જોતા તેણીનામા તેને ગણા સુધારાની જરૂર દેખાઈ તે જવાનની નજર આગળ માત્ર હીરામાણેકની નાણેકની ફિકકી પણ ફેશનેબલ ખુબસુરતી દેખાયા કરતી અને તે કાત્રલી નાજુક બાનુ તરફ ખેચાયલા જવાનને, તેનાથી ઉલ-ટ જ દેખાવની મની, ગામડિયણ જેવી લાગે તેમા નવાઇ નથી

"માયજી, તમે આપણી મનીને નવા ડ્રેસ ક્યારે અપા-વશો?" એક દાહડે અચીતા મીનુએ માના ઓરડામા જઇ કહ્યુ

"નવા ડરેસ? કાય દીકરા મીનુ, આય એના આગમા જે જાકીટ છે તે તો નવુજ હમણાની ફાસીન પરમાને સીવેલુ છે ગયેજ માહીને સુરતના ખુશાલ દરજીએ સીવીયુ ને એ ગુવા ખુસાલના તો ભાવબી ઘણા મોઘા જો, ખાસ્સો દોહર રૂપયા તો સીવાઈ લીધી!"

ગરીબ બીચારા હીરામાય, બચપણથી ગામડામા ઉછ-રેલા ને ગલેફ જેવા કટ વગરના બદનો પેહરીને વખત કાઢેલો, તેવણને મનસે દોઢ રૂપીઆની સીલાઇનુ બદન તો ઘણુ ફેશનેબલ હતુ!

"તે તો હોશે, પણ હુ તો એમ કહુછ માયજી, કે જવાન છોકરીઓ જે રીતના બદન પેહેરેછ, તેવા મની નથી પેહરતી, એટલે એમ કે—ફ્રીલ ને લેસ ને ઝાલર ને ઝુમખા

જેવુ તો કઈ નથી દેખાતુ, ને એ બિચારા સાદી માદી દેખાયછ, ને વરી એની ઢપછપબી તદન સાદી રહી ગઇછ. ફેશીન પ્રમાણે તો એને ઘણા ધીમા સાદે હુસવુ જોઇયે ને એટલુ ઉતાવળે ચાલવુબી નહિ જોઇએ—"

"હવે તુબી શુ જો મીનુ અમથા ડોરા બારેછ, એના હુસવાપર ને બોલવાપર તે કેવા ધયાન આપવાના, એબી કાંઇ સીખવેલુ સીખાયછ—"

"હા માયજી, મુબઈના સુધરેલા બાનુઓમા તો ખાસ ચાલવા ને હુસવા બોલવાની ઢબછબના શિક્ષણ લેવાયછ ખચિત બિચારી મનીને જરા 'પોલીસ' કરવાની જરૂર છે,, એને એક છ મહીના મુબઈ રાખી હોય તો વણુ સારૂ વરી તેમ થાય તો એને સારૂ ઘેરબી મલે"

"આપરી મની કોઇબી દહારે બહાર વર સોધવા જસે નહિ" મીનુના માય બોલયા

"નહિ જતો, એને શોધવા જવુ તો પડશેજ નહિ એનો મીઠો દેખાવ ને જાતો ચબરાકી એજ એની સારી સરટીફીકેટ છે પણ વણી ભોળી ને ભરભરી છે ને હુજુર તદન સાદાઇમા રહી છે તે એના ભલાને ખાતર મને પસદ નથી" એટલુ બોલી મીનુ ત્યાથી ઉઠી ગયો

આ જવાનને પોતાની પિત્રણ ઘણી વાહલી હતી બચપણથી સાથે ઊધરેલા બને જણ એકમેકને ખરા ભાઇબેનના ચીવટ વહાલથી ચાહતા હતા મીનુએ કદીબી મનીમા કશી ખામી જોઇ કે જાણી ન હતી તેણીનુ ભરભર બોલવુ અને ખરખર હુસવુ તે હુંમેશ પસદ કરતો હતો, તેણીના ગોલાબી તનદરોસ્ત ગાલ, ચુગલીખોર આખો ને મેહેનવુ ઉદ્દયોગી રીતભાતથી મજબુત બનેલા હાથોનો તે હમેશા

વખાણનાર હતો, પણ જ્યારથી તે નાજુક ખુબસુરત માણકની મોહુીનીમા ખેચાયો હતો, ત્યારથી તેને મનીની આ બધી ખુબીઓમા ખામી જણાવા લાગી, તેણે હમણા જોયુ કે મની પોતાની હમેશની માનિતી જગયે બેઠી હતી, એટલે તે પણ તુરત બાગમા ઉતરયો

મનીજેહ એક મોટા વિશાળ ગુલમોહરના ઝાડ નીચે બેઠી બેઠી વાચતી હતી ત્યા મીનુ જઈને ઘાસ ઉપર અલેટાઈ પડયો મનીએ ઝટ ચોપડી બધ કીધી અને આ એક બિરાદર જેટલા વહાલા પીતાઈ સાથ ખુશ વાતમા રોકાવાની તજવીજ કીધી, પણ તેજ પળે તેણીએ જોયુ કે આગલ વરનડા ઉપરથી આવા માસી ચિમાઈને તે લોકને જોતા હતા મનીના ચેહેરા ઉપર ઝટ રતાસ ધાઈ આવ્યો ઘરના લોકો આ બે જવાન જીવડાઓની હીલચાલ ઉપર બારિક નજર રાખતા હતા તે જાણી તેણી ઘણી દુખી થઈ શુ મનજીભાઇ મામા જેવાજ મીનુનાબી વિચારો હતા? હવેની વાતચીતમા જે તે જણાઇ આવવાની વકી હતી

"કેમ મની, શુ વાચેછ દીકરા? તુ તો બસ વાચતા ને લખતા જરા થાકતી કે કટાળતી નથી હમણા શુ વાચવા માડયુછ"

"શાહનામેહ" નુ ઇગલીશ ટ્રાન્સલેશન વાચુ છ, પણ મીનુ, મારી વાત બાજુ મુકો, મને તમારે માટેજ બધુ સાભળવુ છ, બોલો, તમારા ફેશનેબલ મુબઇની કાઈજ હકીકત મને કહેવા જેવી નથી? હ? મને તો તમારાના કાઈ જુદોજ ફેરફાર થએલા લાગેછ'

"ઓ મની, હવે તો તારી માજરી આખોથી મને બીહને ચાલવુ પડશે મને નહિ ખબર કે તુ લોકોના

મનને દિલ વાચી શકેછ, પણ હા, હુ તારી આગળ તેજ એક વાત જે મારા દિલમા ઘણી રમી રહીછ તે કેહવા આયોછ. હુ બોલુ ?"

"બોલો મીનુ, મને સાભળવા ઘણુ ગમશે અહિ ફીરોઝ બાગના નવા વહુ માથ ક્યારે આવેછ? કાઇ તેવીજ વાત છે કેની વારૂ ?"

"હા, મની હા મારા દીલની રાણી થઈ બેઠેલી બાનુ એક ઘણાજ કુળવાન ખાનદાનની બેટી છે, અરે તેને હુ ક્યારે મારા ફીરોઝપુરની રાણી કરી શકશ ? મની, મારી માણેકની ખુબસુરતીનો હુ તુને શુ ખિયાલ આપુ ? એની નાજુક ખુબસુરતીને મુકાબલે તો આ સામી ગુલછરીબી પુરેપુરી આવી શકે નહિ ! એની કાળી ચળકતી આખ તો રોજ મારા સ્વપનામાબી આવેછ જો કે મને તારા જેવી બનુ આખ ઘણી ગમેછ પણ મની, તુ મારી માણેકની આખ જોશે તો ખચિત શુક્ર સેતારા સાથેજ સરખાવવા નીકળશે'

"મને કાળી આખ ઘણી ગમેછ, ખરી ખુબસુરતી તો તેજ આખમા છે, પણ વારૂ મીનુ, તારી પાસ એની સબી છે કે ?"

"નહિ દીકરા, અફસોસની વાત તો એ છે કે હુ બેસ આવવા આગમજ ખુટો ડાટવા નીકળયોછ હમણા સુધી તો મને એમજ લાગેછ કે મે સુજમા રોજા ખોલ્યાછ—"

"એમ કેમ બને ? તુંને પરણવા કોણ ના કહે, મીનુ ? ફીરોઝપુર ગામના માલેક અને એક પારસી રાજા જેવા હોબાપતી સાથે તારો આવો મરદાનગીભર્યો દેખાવ એ બધી દેખીતી લાલચ સામે કોઈ મુબઇની બાનુ ટકી શકવાની હતી, મારા ભાઇ—"

૪

"પણ મનો એતા ઘણાજ ઉંચા ખાનદાનની છે, માતબર આગેવાન શેઠિયાની દીકરી એના હાથ માટે તો ભલા ભલાઓ ઉમેદવાર છે ખોદા ખબર કે એ મારી માગી મુરાદ બર આવશે કે" અને મીનુએ અહિં હાય કે કી

મની વિચારમા જરા ચુપ બેઠી

"મારી એ વાત તારી પાસ તદન છુપી રહેશે, એ તો મારી ખાત્રી છે પણ એટલુબી જાણી લે કે જો માણેક મને નહી મળી તો હુ સદા કુવારો રહેવશ"

"તારે એમ બાલવુ ઘટે નહિ, મીનુચેહર, તારી ઉપર તારા ઘરડા માય બાવાના સુખનો બધો આધાર છે વારૂ, એ માણેક આપણા ઘરમા કેવી નીવડશે?" મનીએ પુછયુ

"હુ તે માટે તો તુનેજ પુછવાનો હતો તુ શુ ધારેછ મની આવા ઉંચ ખાનદાનની, મુબઈ જેવા ફેશનેબલ ધામમા રહેલી જવાન છોકરી તેને આય ગામડાની લાઈફ કાંઈ ગમે? ઘણુ થશે તો હડીના બે ત્રણ મહીના અમે અહિં રહીશુ તે સાથે વલી બાવા તો ઘણાજ અસલી વિચારના છે એટલે—એટલે—"

"તમારા બાઈ સાહેબનો આહ પાટલો ફાવશે નહિ, એમજ કેની?"

"મનેબી તેવીજ ફેકર છે, પણ હવે તે વાત રહેવા દે, મને તારે લગતી વાત સાભળવીછ કાય મની તારા હાથ એટલા મજબુત કેમ? મારી માણેકના તો જાણે ગોલાબ જેવા સફેદ અને નરમ"

"તે બાપુ, મને એ તમારી મુબઈગરીની માફક એલે બાસ્ટર ક્રીમનો લેપડો અને કેલીડોરના ફાફા મારવા ગમતા નથી, તે," મની હસી "ઠીક છે, એક વાતની હુ ખાસ

સંભાળ લેવસ અને તે એજ કે તમારા જેવા ખુબસુરતીના શોખીન ઉપર હુ મારી પસંદગી ઉતારીશ નહિ, કોઈ ભાચા જેવો ગામડિયો હોસે તો તમારી અણુઘડ પિત્રાણુ માટે ઠીક પડશે, કેમ, કેપટન સાહેબ ? '

મનીની આ મશકરીથી મીનુ લજવાઈ ગયો "મારી વહાલી બેહેન, ખોદા સાહેદ છે કે તુંને સુખી થયલી જોવાને હુ મારી અરધી દોલતબી આપુ તારે વરે ગામડિયો ભાચો વર ? જા, જા, જો હુ તુ ને કેવો ફાંકડો મુ બઈગરો અપાઉંછ તે—"

"ખોદાપનાહમા રાખે તેવા તમારા ફાકડા અપ–ટુ–ડેટ જવાનયાઓથી, બા મને તો મારા જેવોજ સાદો ગમશે—"

"પણ મારા દોસતો માટે તે શુ ધારયુ, હ ? કાલે નવલ શ્રાનટ તારી વણી તારીફ કરતો તો, પણ સમાલજે એ તો પરણેલો છે, કોઈ સીકલી જેવી, ધર્મના ધખારામા ચરી ગએલી જવાન બાનુને તેના પઇસા ઉપર પરણી લાયોછ મને તો લાગેચ કે અદી લામની ખાટીમીઠી નજર તારી તરફ છે, પણ તુ તો તેનાથી દુરની દુર નાસેછ, એમ કેમ ?"

"મને માટીડાઓમા ભેળાવા ગમતું નથી" મની ધીમેથી બોલી

"ઓહો, પેલા સામેના પુલપરથી કોણ આવેછ ' હા, એ તો જાગીરદારના બે દીકરાઓ છે બેઉ ભાઇઓમા કેટલો ફેર મોટો બિચારો કેવો પાતલો, ફિકકો ને નાના કદનો છે નાનો શુ તંદરોસત ને ફાકડો છે જાગીરદારની ધણીઆણી ઇરાની બઇરા છે, નહી વારૂ ?"

"હા, એ દીલબર ઘણા ભલા છે ને મારી ઉપર તો માય જેવો પ્યાર રાખે છે" મની ઉઠીને ઉભી થવાની તજવીજ કરતા બોલી "બેઉ જણ અહિંજ આવતા હોય એમ લાગેછ.

નાનો ભાઈ મારો મોટો દોસ્ત થાયછ, ઓહો, આ શુ તમુને ટોપી ઉતારી રહ્યાછ ઓ મની, તારો ચેહેરો એકદમ લાલ કેમ થઈ આયો? હુ, હુ, અહિ કઈ ભગ્ન છે ખરો, વાત નો એમ દેખુ, ત્યારે કેથા રતનશાહ જાગીરદાર બાનુ મનીજેહના માલેક થનાર છે—"

"બસ, બસ, મીનુ, કોઈ સાભળશે" મની બે ડગલા આગળ વધી તેણીએ બને ભાઈઓને હસીને શેકહેન્ડ કીધી મોટો જવાન, જેને તેની ઈરાની માતાએ પોતાના પેદરના નામ ઉપરથી મેહરનોશ નામ આપયુ હતુ, તે શરેમાળ ને ચુપ મોહરેનો સાદો હતો, જયારે તેનો નહાનો ભાઈ રતનશાહ, ભાઈથી ઉલટોજ, વણો બોલકણો ઉચા ને ભરેલા કદનો હતો તેની લાબી મુછના ઝીણા બારીક આકડા હોઠ તરફથી લબાઇને ગોળાકારના ઉચે ગાલ ઉપર ચઢાવેલા હતા તેના કોટના બટન ખુલ્લા હતા અને અદરથી ભારી સોનાનુ ઘડીઆળ, સોનાની ગીનીઓ ને માછલીઓ સાથના છેડાવાળુ દેખાતુ હતુ તેની સોનેરી રગની ખુલ્લી તપકીરયા આખો છડે ચોક ટીકતી ફરતીને ફરતીજ હતી ફ્રેન્ચ બીયરડના ટકની દુકી દાઢી અને લગાર ભરેલા ટોટા સાથનો આ જવાનનો દેખાવ કેટલાકો કદાપી પસદ કરે પણ મનીના એ બાબે શુ વિચાર હતા તે આપણે જાણતા નથી, એટલુ તો ખરૂ કે જે રીતે રતનશાહ જાગીરદાર મની તરફ જોતો હતો તે ઉપરથી મીનુએ અનુમાન કીધુ કે અંતે આ જવાન, નનીને દુલ્હા જવાનો

# પ્રકરણ ૬ ઠું

## બાપ બેટા.

એક દીવસે મનજીભાઇએ પોતાના બેટાને ખાસ પોતાના ઓરડામા બોલાવયો

" એક થોડી મીનીટ મારી સાથે વાત કરવાને તુને બનશે, મીનોચેહુર ?" તે બાપે ગંભીરાઇથી પુછ્યુ.

" બેશક, બાવાજી !" અને મીનુએ ઓરડા અંદર જઇને દરવાજો બંધ કીધો

બાપ બેટાના દેખાવ વચે તફાવત ઘણો હતો મનજીભાઈ ઠીંગણાને ભરેલા બદનના પણ ચાલુ ઉદયોગી જીંદગીથી મજબુત ને તનદરોસ્ત હતા તેમના ચેહુરાની નુરાની તેનની પ્રમાણિક ને અશોઇ જીગરની ગવાહી પુરતી મીનુ તેમના કરતા સવાગણો ઉચો ને કદાવર જવાન હતો, પણ તે બાપે જોયુ તેમ આ છેલ્લા નવ મહીનામા તે દીકરાના કપાળ ઉપર કરચલી વળી ગઈ હતી

" શુ છે મીનુ, તારી તબીયત તો સારી રહેછની, બેટા ? તુ કાંઈ લઈ ચલાવતોતો નથીની ?"

" મારામા સીહુ જેવુ જોર ને ઘોડા જેવી ભુખ છે બાવા, મને શુ હોય ?" મીનુ પોતાની છાતી ખીલવતા બોલ્યો

" ત્યારે તબીયતને બદલે કાંઈ બીજુજ કારણ આ તારા કપાળપરની કરચલીનુ હોવુ જોઇયે " તેવણે વધારે ગંભીરાઇથી કહ્યુ

" બાવા, એ તો તમારા હીંદુસ્તાનની ગરમી મને જવાનીમા ઘરડો દેખાવ દેતી હોસે—"

"હાહાહાહા, મીનોચેહેર, તુ જાણે વેલાતમાંજ જન મયો ને ઉધરયો હોય તેમ બોલેછ. પણ આજે મે તુને એક ગભીર વાત કહેવા અહીં બોલાવયોછ હુ આપણી મની માટે બોલવા માગુછ એના બેહસતન માય તે મારા બહેન, એને મારે હુસતક સોપી ગયા, ત્યારે એના પચીસ હજાર રૂપીઆ પણ મારેજ હસતક આપયા હતા મે તે આપણા ફીરોજપુર ઊપરજ વાપરયાછ આપણા ગામમા જે હું નવા સુધારા વધારા કરાવયો જાઉછ તેથી આપણી આયપત દર વરસે વધતીજ જાયેછ અને બરાબર હીસાબ રાખતા, મની-જેહના લગભગ સાઠથી સીતેર હજાર રૂપીઆ આપણી જાગીરી ઊપર રોકાએલા છે"

મીનુએ અજાયેબીથી આ વાત સાભળી આજ સુધી તેના બાવાએ જાગીરી સબધી તેની આગળ કદી વાત કાઘી ન હતી તેથી તે અજબ થયો

"મને એ જાગીરીની તો બીલકુલજ સમજ નથી, બાવા, તમુને જે વાજબી લાગયુ હોશે તે કીધુ હોશે—"

"પણ હવે, દીકરા, તારે એ બધી સમજ લેવાનો વખત આવ્યોછ, મારા પછી મારી જાગીરી વાપર વખાતી પડે એવી મારી ખાહેશ નથી અને તેથી હવે તુ પરણે અને અહિંજ ઘેર માડીને રહે એવી મારી ખાહેશ છે, અને વધારે તો એ કે મનીને હુ ફીરોઝ–બાગમાજ હમેશાની રાખવા માગુછ"

મીનુ કાંઈ પોતાના બાપની મતલબ સમજયો નહિ તેણે નવાઈ પામતા કહયુ "શુ મનીને પરણેલી જોવાને તમે માગતા નથી! અને શું આટલુ ખરચીને મને આઈ એમ એસ કીધો ને હવે પાચ વરસની નોકરીમા રીટાયર થના?"

"હુ મનાને પરણેલી જોવા માગુછ, મીનુ, અને તે તારી સાથે છે"

આ સાભળતાજ કેપટન મીનુચેહર ખડખડ હસી પડયો. બુઝરગ મનજીભાઈ તે બેફિકરા હસવા ઉપરથી ઝટ પામી ગયા કે મનીજેહના ભવિષ્ય માટે બાધેલા તેમના કિલ્લા હવામા તુટી ગયા હતા મની જેવી એક છોકરીને કોઇબા જવાને પરણવાના ખ્યાલે હસી કહાડવી, એ તેમના વિચાર પ્રમાણે તો ગુનાહ જેવુ હતુ કેપટને જોયુ કે તેના પોતાના નફકરા હસવાથી તેના બાપની લાગણી દુખાઇ હતી એટલે તે બોલી પડયો

"મારા વહાલા બાવાજી સાહેબ, હુ ઘણો દલગીર છુ કે હુ હસયો, પણ મેહેરબાની કરીને એ વિચાર સદતર પડતો મેલજો મની, બચપણથી મને મારી બેહેન જેવી વહાલી છે અને અમારા બન્નેની એવી કાઈ ખુશી છેજ નહિ મની કાઇ તમારા એ વિચાર જાણતી તો નથી કેની?"

"નહિ"

"ખોદાની મેહર કે એ મારી નિરદોષ પિત્રાણ કાઈ એવુ જાણતી નથી, નહિ તો અમારા વચ્ચે જે પિત્રાઈઓ જેવો એખલાસ છે તેમા ફોકટની શરમથી ખલો પડતો."

"પણ તુ ત્યારે કોણને પણસે?"

"બાવા, તમારા કયા સાત પાચ છોકરા છે કે તેમાના એકને કુટુબમાં ને ઘરમાજ ગોઠવી નાખવા માગોછ? મ્નર તો બહાર પરણવુ છ આપરૂ કુટુબ વધારવુ છ, તમારી દોલત અને મારા હુન્નરથી હવે, હુ મુબઇના આગેવાન સરકલમા ફરી શકુછ, એટલે હવે મારે મારા પોઝીશન પ્રમાણેની બઇરી લાવવી જોઇયે"

"તુ બડેખાઓમા ભેળાએછ એ સાભળી હુ ખુશી થવાને બદલે દલગીર થયોછ મીનોચેહેર, તુ તેવા સરકલ-માથી એક છોકરાને પરણી લાવી તારા અસલી વિચારના માય અને માસ્મીનો તેવી કોઇ ઊછાછલી મારફત હસી કરાવશે"

"હુ જેને પરણુસ તે ખશ ગ્રહસ્થની બેટી રહેશે, તેનાથી એવુ કામ કેમ થશે?" બેઠાએ તકરાર લીધી

'સુધરેલી કહેવાતી બાનુઓને ખોદાનો વણો ઓછો ડર હોયછ" મનજીભાઇએ ગભીરાઇથી કહ્યુ "જે રીતે તે લોકને બીજાઓ તરફથી રોજીદી સીફારસ સાભળવાની તબેહ પડી ગઈ હોયછ, પઇસાના ફુકરાજીથી પડયો બોલ ઝીલી લેવાય તેવી સાહેબી ભોગવતી એ નારોને ખોદાના નામની બીક હોતી નથી, જો કે મારા દીકરા, પરણવાની તારી મર-જીની મારેથી આડે આવી શકાશે નહી, પણ હુ હાથ જોડીને તારી પાસથી માગી લેઉછ કે એક ઊછાછલી અધરમી છોક-રીને તુ મારા ફીરોઝ—બાગની વહુ દાખલ લાવતો ના."

કેપટને ખુરસી ઉપર અકરવકર કરવા માડી, જે છોક-રીનો ખબસુરત ચેહેરો રાત દિવસ તેની નજર આગળ ભમયા કરતો હતો, તે કેવી ખાસીયતની હતી તેતો હજુર તે જાણતો પણ ન હતો બસ તેની બહારની ખુબસુરતીજ મીનુને મન દુનિયા હતી, અને આવી સુદર બાનુ દિલથી બુરી તો હોઈ શકેજ નહિ એ તેની દલીલ હતી "તમે એ બાબે તદ્દન નચિત રહો. બાવા "ફીરોઝબાગ' ને મગરૂર કરનારીજ ભવિષ્યની શેઠાણી અહિ રાજ કરવા આવશે" તેણે ઉલટમા આવી કહ્યુ

"ઠીક, ત્યારે આજની આપણી વાત ઉપર તુ કદીબી તારૂ મન ફેરવે એમ તો નથીજ કે?" મનજીભાઇએ સેહેજ આશાથી પુછી જોયુ

" નહિ કદી નહિ, બાવા, અને ફરીથી એવો કાંઈ એહુદો ખ્યાલ તમારા મગજમા આવવા પણ ના દેતા "

જ્યારે મનજીભાઈએ પોતાના બેટા સાથ થયલી વાત હીરાબાઈ અને આવા માસીને કહી, ત્યારે તે બને બેનો ઘણાં દુખી થયા

આખમા વાલે તો બખરે નહિ તેવી મની દીકરીને ઘરની વહુ કરીને હમેશાની પેઠ પાસામા રાખવાની તેઓની આશા, આવી સેહલાઇથી ભગ થશે એવો તે બને ભલી બાઇઓને સ્વપને પણ ખ્યાલ ન હતો

" એને મોટે ઘરનો અભમરો લાગો છ " મનજીભાઈ બોલ્યા

" તેમાજ તો, બાકી મની જેવીને પગણવા તો ભલો ધનેતરબો ના નહી કહે " એ ભલા આવા માસીનુ મત હતુ

" પણ સારૂ થયું કે મની આપણા વિચાર જાણતી નથી " મનજીભાઈએ કહયુ બિચારા આવા માસી ચુપજ થઈ ગયા

" મોટે ઘરનો અભમરો ! ' હીરાબાઇ બબડયા, "મીનુને એ શુ સુજ પડેચ. કોઈબી છોકરી મનીની માફક મારી ખરી કદરદાન તો નીકળશેજ નહિ '

---

## પ્રકરણ ૭ મુ

---

## પાછો પેલેસમા

માણેકને પોતાના બાપના મરણથી જબરો ફટકો પડયો

પહેલા તો તેણીએ રડી તતરીને ગોર્ધ્યારૂ કરી મેલ્યુ, પણ આસતે આસતે તેણી શાત થઈ, પણ હમેશના લાડ

અને મોજમા ઉછરેલી ને લાડલીને આ દુખનો ફટકો એટલો ભારી લાગ્યો કે દિવસો સુધી તેણી પોતાના ઓરડામા ભરાઈ રહી ગમે એટલી સમજાવટ છતા તેણીએ ખાવુપીવુ પણ છોડી દીધુ અને આખો વખત તેણી પોતાના મુરબીની યાદમા ઝુરતી બેસી રહેતી

પણ શેહેરાબાનુની શી હકીકત હતી ? આ જવાન વિધવાએ લોકે લાજે ચાર દીવસ ગમ કરયો પણ ત્યારબાદ તેણી પોતાને માટે સોગના તદન બંધ બેસતા કપડાં સીવરાવવાની ધમાલમા પડી હતી ! સાવકી મા બેટીને સદાનુ બિયાબાર હતુ, પણ તે લોક વચ્ચે બહારથી બિગાડો દેખાતો નહોતો બન્ને બાતનમા એકએકને ધિક્કારતા, પણ બહારથી તેમ જણાવતા નહિ શેહેરાને પોતાની સાવકી બેટીની નાજુક ખુબસુરતી અને ખરેખરી તારવતી તુમાખીથી ઘણો ચટકો લાગતો માણેક એકથી અનેક રીતે તેણીને બતાવી ચુકી હતી કે શેહેરાનુ કુટુંબ કાંઈ સેકડો દરજ્જે તેના બાપીકા ખાનદાનથી ઉતરતુ હતુ અને તેથી તે સાવકીને માણેકના નામની જબરી અભીત્રી હતી

પણ જયારે મરનાર હોરાજી શેઠનુ વીલ વચાયુ ત્યારેજ શેહેરાની ફતેહનો વખત હતો માણેકને માટે એક પાઈબી તેણીનો પિતા મુકી ગયો હતો નહિ જે મીલકત હતી તે બધી પોતાના વારસ બુચાને સોપી હતી, અને રોકડ બધુ શેહેરા બાનુને મળ્યુ હતુ, જયારે માણેક, આ સાવકીની દયા ઉપર લટકી ગઈ હતી માણેકને હજુરમા આશા હતી કે આવી હાલતના તેણીને થોડોક વખતજ સહવાનો હતો એક દહાડો અનખા શેઠ ખાનદાનનો લવજી તેણીના હાથના માગણી કરતો આવીને ઉભા રહેશે

બુચા હીરાની તબીયત સારી નથી એવા બહાના હેઠળ શહેરાબાનુએ વેસાવા જવાની તઈયારી કીધી 'માણેક, મારા બેહસ્તી મને ઘણા યાદ આવેચ તેથી થોડો વખતબી આપણે પેલેસ, મુકી જઈએ તો સારૂ મને તો અહિં કડવા આવેછ," શહેરાએ પોતાની સાવકી બેટીને કહ્યુ માણેક ના પાડી શકી નહિં અને તેઓ વેસાવા ઉપડી ગયા ખરી હકીકત એ હતી કે શેઠ ખાનદાનના લવજીએ માણેકને દિલાસો આપવા આવવા માગ્યુ હતુ, અને જવાબમા પેલી અદેખી સાવકીએ તે જવાન ઉપર કહેણ મોકલ્યુ હતુ કે માણેક અથવા તેણી પોતે હાલમા કોઈનેબી મળવા જેવી સ્થિતિમા નહતા રખે તે જવાન જીવોનો મેળાપ થાય તેની બીકમા તેણીએ વેસાવાના એકાતમા જવા માગ્યુ અને તે પ્રમાણે પેલેસ ખાલી પડયો

લવજી ઘણો દલગીર થયો આ શોખીન ઉડાઉ જીવડો રોજ સાજે કલબમા હેરીયુ લેતો તે દિવસે તે વહેલો કલબમા જઈ ઊભો, ત્યા બારી આગળ હાથમા બીલીયરડની "કયુ" ધરી, પાહલુ પ્લાનમેકર ઉભો હતો આ મવલાને તેના મિત્રો પ્લાનમેકરના ઉપનામે ઓળખતા અને ખચીત તેના જવા તરકટબાજ ને ઉંધાનુ ચતા કરનારા કોઈ બીજા થોડાજ હશે

"હલ્લો લવજી તમે તો એકલા પડયા ?" તેણે તુરત લવજીનો કોટ કાઢવામા મદદ કરતાં કહ્યુ

"તે શુ પાહલુ ? લવજીએ બેદરકારીથી પુછ્યુ

"તે મકુજે હીરા માણેકવાલા તો વેસાવે ગયા '

"હું, હા તેથી શુ થયુ ?"

"ત્યારે આવતી પતેતી તમે કહા ગુજારસો ? ગઈ પપેતી ઉપર તો તમે પદર દહારા ત્યાજ રહેલા કેની ?"

"પણ હવે તે લાકના આવા સોગમા પનેતી કેવી ને ... કેવી" લવજીએ ટચકામા કહ્યુ

"હુ ! ન ખરૂ અને તે સાથે વરી બુઢ્ઢાનીજ હિમ્મત ચાલી, એવા લખ્ખોના કરજ કરવાની બાપરે શુ છાતી કે ગ્યો ! આવા રગરાગ ઉડારવા અને મનગમતી ચેહેલ મેહેલ ભોગવવી ને તે બધુ આઈને મકત પઈઅે રગસે રૂ વાલો !" પાહલુએ સતકણ પાડયુ

"તે શુ પાહલુ ? હવે લવજીએ વાતમા રસ લીધો

"એટલે શુ તમને માલમ નથી કે ? હીરાજીનુ વીલ વંચાયુ તેમા એકપુરા દીકરાને બધી મીલકતો આપી ગયા, પણ સાથે કેટલા લાખનુ દેવુબી મુકી ગીયાચ મીલકત તો બાપેદાદેની એટલે તેપર તો માગનારાઓનો હક પુગે નહિ પણ બિચારો બુચો મોટો થશે ત્યાસુધી બાપનુ કરજ ભરવા કરસે બધુ તો રહયુ, પણ પેલા મોટે ઘેરના માણેકબાઇ, બાપ તરફની એક પાઇબી વગર પોતાના બુચાભાઈ અને સાવકી માની નદદ ઉપ લટકી ગયાચ"

લવજીનો ચેહેરો એકદમ ઝરદ મારી ગયો આ તે સાંભળતો હતો ? શુ હીરાજી શેઠ ઝપકો ભારી ને ખીસા ખાલી વર્ગ માહેલા એક હતા ?

"તુ એ કેમ જાણવા પામ્યો, પાહલુ ?"

"હીરાજીના સોલાસીટરોની પેઢીમાજ મારો ભાઇ કલાર્ક છે, એટલે મને બધી ખબર નલી પણ હવે તમે શુ કરશો, લવજી ! એક પઇનીબી રીત વગરની પેલી મગરૂર ખુબસુરતીને પનસો ખરા કે ! લોકો તો કહેચ કે તમારૂ જોડુ તો લગભગ સધાઈ ગયુચ"

" લોકોને ગમે તે કહે, મને તેની પરવાહ નથી મીસ હીરામાણેક સાથે મને સેહેજ ઓળખથી વધારે કશુ સનાન સુતક નથી" લવજીએ તોરથી કહ્યુ

"હુ મારા અનુમાનમા ખરો હતો શેઠ ખાનદાનનો લવજી, એક કરજદાર બાપની ખાલી હાથની દીકરીને કદીઓ પરણે એવો છેજ નહિ" પાહલુ મનમે બબડયો, પણ લવજીના મનના તરંગ જાણવાજોગ હતા

"થેંક ગુડનેસ, કે મે માણેકના હાથની ખુલ્લા બોલોમા માગણી નહિ કીધીતી, નહિ તો ચાખા ફસતે, કાંઈ વીંટી બીટી એક્ષચેન્જ કરી દીધી હોતે તો આપદા હવે માણેકબાઈ ને કહીયે કે હીરામાણેક ખાનદાન ઉપરથી શેઠ ખાનદાનમા આવવા માટે મુજમા રોજા ખોલજો અહિ બાવા નહિ ને વાપે તેવા, ને કરજદાર, તેમા ખાલી હાથની પીડાને હોરીને શુ કરૂ? પણ કેમ જીવ, મોસીરુ હીરામાણેક માટે શું ધારયુ ? તેની પાસ ખુબસુરતીને પઈસા બેઉ છે"

છ માસ વીતી ગયા હીરાજી શેઠની વિધવા અને બેટી તેમજ બાબા હીરા, અત્યાર સુધી વેસાવામાજ રહયા હતા, પણ હવે શેઠાણી ત્યાની એકાન્તતાથી કંટાળ્યા હતા. હવે તેવણે પેલેસમા આવવાની તૈયારી કરવા માંડી તેવણે માણેકને કહ્યુ "મારી તબિયત અહિ ઠીક રહેતી નથી ને ડા૦ પીરોજશાહ કહેછ કે મે હમેશા મોજશોખમા વખત કહાડેલો તે આવી રીતે તો હુ ઝુરીને મરી જવસ, તો બિચારા મારા બાબાનુ શુ થાય, તારા બાવાનુ મોઢુ નામ રાખનાર તો એજ છે કેની, તેથી મારા દીકરાને ખાતર મારે મારી તબિયત સંભાળવી જોઈએ પેલેસમા મને કડવા નહિ આવે ને ઘણુ ઝુરણઝુરણુ જેવુ નહિ લાગે કરીને મે નાના બેનોને ને અમથા બે તન માટીડાઓને બોલાવ્યાછ"

"પણ તમે એમ નથી ધારતા, શેરાબાનુ, કે બિચારા પપાને હજુર છ મહીના થયાછ તેટલા પેલેસમા નરોણાઓ બોલાવવાનુ છાજશે નહિ"

"ઓ ભાઈ, માણેક, તુ શુ બકેછ? આપણે કંઈ થોડીજ ખાણાપીણા આપવાના છીયે કે તેની વાત! ફક્ત મારો વખત સોહવરાવવા હુ મારા બેનોને બોલાવવા માગુ છ. અને મારી જવાન જમાન બેનોનો વખત સોહવરાવવા એક બે માટીડાઓ તો જોઈએ" અને વાત ત્યા બ ધ પડી

પેલેસમા આવીને હરીકામ થયા બાદ એક સવારે નાસ્તાની ટેમલ ઉપર બેઠેલી તે સાવકી નાતાએ બે કાગળો પોતાની બેટી તરફ ધકેલ્યા 'અ તે એ લોક બેઉ જણ આવવા કબુલ થયાછ" શેહેરાબાનુ બોલી

એક સોનેરી બોરડરવાળુ રગીન પરબીડયુ જોતા માણેકના કિક્કા ચેહરા ઉપર એકદમ લાલાસ ધાઈ આવ્યો અને તે તેની સાવકી માની આખથી દુર રહયો નહિ તે કાગળ લવજીનુ હતુ, અને તેણે આવવા હા લખયુ હતુ આ છ મહિના થયા માણેકે આ જવાન તરફથી કશુ સાભલ્યુ જ હતું, તે છતા તેના પપા ગુજરીયા તેજ રાતની વરડા ઉપરની તેની વાત તેણી ભુલી ન હતી ઘણીકવાર લવજીના ખ્યાલમા તેણીએ ઇ તે જારીના આસુ ખેરવ્યા હતા, પણ તે વ્હાલો થઈ પડેલો જવાન તેણીને બેવફા નીવડશે એવો તો માણેકને સ્વપ્ને પણ ખ્યાલ નહતો માણેકના ચહેરા ઉપરની ધાઇ આવેલા નુર મા જોઈ શેહેરાએ તતગાવીને પોતાનો હોઠ કરડયો

પણ જે લાલાસ પહેલા કાગળથી માણેકના રૂખસારા ઉપર જગ્યા લેવા પામ્યો હતા તે બીજા કાગળ નીચની સહી જોતાજ ઝરદ મારી ગયા

કોણ, કેપ્ટન મીનોચેહેર ફીરોઝના ? માયજી, એ અધયારડાના દુકનાને તમે કાય બોલાવ્યો હોશે ?" માણેકે પ્રગટ તુચ્છકારથી પુછ્યુ

'કારણ એ બહાદુર ને સ્પેનીશ કાઉન્ટ જેવો સોહા મણો જવાન મને ઘણો પસદ છે, વળી મારી બે બેનો કુવારી છે, અને આવો માતબર છોકરો અમારા કુટુબમા ગોઠવાય તો અમે ઘણા ખુશી થઇયે" શેહરાએ ઠડે કલેજે કહ્યુ

' ને આદમી, ખાનદાનમા ને દરજામા આપણથી કેટલો ઉતરતો છે તે તો તમે જાણતા હોસો શેહેરબાનુ ?"

"પણ તુ ભુલી જાયછ કે મા- ખાનદાન ને મીનોચેહેરનુ ખાનદાન દરજામા લગભગ સરખુ છે તારા જેવા ખાનદાનના ભુખરીબારસ શેઠીયાઓ કરતા તો આવા આબરૂદાર કમાઉ પુનો વધારે સારા, ને સાથે વળી માણેક, તુ ભુલી જાયછ કે આ મકાનની શેઠાની હુ છુ અને મારે મનનુ ગમયુ કાઈબી કરવાને હુ મુખત્યાર છુ"

હવે ભેગલતથી હોઠ કરડવાની માણેકની વારી આવી

પેલી તરફ ફીરોઝપુરના દીલખુશ ગામડામા મીનોચેહેર એક દિવસ મની સાથે ખેતરોમા બેસીને વાત કરતો હતો તેટલા તેને મીસીસ હીરા માણે- તરફથી પેલેસમા પરોણા આવવાનુ કાગળ મળયુ કે તેની ખુસાલીનો પાર ન રહયો તેમા શેહેરાએ લખ્યુ હતુ કે હજુર તો તે લોકનો ઘા તાજો હતો એટલે પેલેસમા કાંઈ રગરાગ જેવુ થનાર ન હતુ, પણ એકલા અટુલા ઝુરતા જેવા પડેલા તે બાનુઓનુ મન રોઝવવા એકાદ બે મિત્રોની પધરામણી તેમને આવકાર દાયક થઈ પડશે, અને તેઓમાનો એક તે કેપ્ટન મીનો-

ચેહેર હતો કેપટન તો આ વાચી હરખથી અડધો ઘેલા જેવો થઈ ગયો તેણે તેજ સાજે ખાણા ઊપર પોતાનાં માબાપને કહયુ કે તે હીરામાણેક પેલેસમાં પરોણા દાખલ જનાર હતો ગરીબ બિચારા ભોળા હીરાબાઈ, તેવણ પોતાના સપુતને આવા મોટા ખાનદાનમા ભેળાતો જોઈ હરખાઈ ગયા; પણ મનજીભાઈએ શકથી ડોકયુ હલાવ્યું

બે દિવસ પછી ફીરોઝ બાગનો વારેસ પોતાના વહાલા ઓને છોડી મુબઈ ઉપડી ગયો

પેલેસમા પરોણાઓ આવવાને દિવસે માણેક પોતાના-ઓરડામા તૈયાર થવા ગઈ તેણી તદન કાળા સોગના પોશા-કમા હતી, પણ તેણીનો નાજુક ચેહેરો હતો તે કરતાબી જયાદા આ કાળા કપડામા દીપી રહયો હતો અને લવજી તેણીને ત્યા પાછો એક વાર આવનાર હતો આય તેની લાબી ગેરહાજરી અને સરચામ ચુપકીદીનુ કારણ તે એકજ ધારતી કે તેણીના મોટા દુખમા આવી નાજુક વાત કરવી એ ગ્રહ-સ્થાઈને બરનુ ન હતુ, અને તેથી લવજી આટલો વખત અલગા રહેવામા વાજબી હતો

તૈયાર થઈ તેણી નીચે ઉતરી ત્યાર લવજીને મોઢેમોઢુ થવાના ખ્યાલથી ખુશાલીને મારે માણેકનુ જીગર જોરમા ધપકવા લાગયુ જેથી તણી દીવાનખાનામા દાખલ થઈ કે તેની સાવકી માતા આગળ ઉભેલા શેઠ ખાનદાનનો લવજી બે ડગલા આગળ આવ્યો

"કેમ છેવો નાસ હીરામાણેક" ન જવાનના આ ઠડા ને વગર લાગણીના કઠોર અવાજથી એક પલકારામા માણે-કનુ ખુશાલીભર્યું જીગર ઠડુ ગાર બની ગયુ તેણીને પોતાની નાસીપાસી ઉપર કેમ કાબુ મેળવવો તે પણ જાણે

સુઝયું નહી, અને તેજ પળે "મને તો તમે નહીંજ ભુલી ગયા હશો બાનું" એવો બાજુમાથી અવાજ આવતા તેણીએ એકદમ પોતાનો હાથ તે બોલનાર જવાન, કેપટન મીનો-ચેહેરાના હાથમા મુકી દીધો

———( ० )———

## પ્રકરણ ૮ મું.

## અરે પાપી દુનિયાં, તારાં પાપની હદ કયાં છે ?

ખાણા ઉપર માણેક બધો વખત ચુપ અને ઠસ્સામા બેસી રહી શેહરા થોડે થોડેવારે કેવો એક હેત અને ગમ-ગીનીના ઉભરા પોતાના મરહુમ હીરાજી માટે ધાઈ આવતા હોય તેમ સર્વ સાભળે તેવા નીસાસા કે કતી ફકત તેણીની બે બેનો હોમાય અને પરસીસ ટેબલ ઉપર મોટે મોટે સરવે સાથે ટાહેલા કરયા કરતી

રાતે જયારે તે નહાની પારટી છુટી પછી ત્યારે માણેકે મનસે વિચાર્યું કે હજુર તો તેણીનો ધા તદન તાજો હનો, અને તેવી વખતે લવજી બધાની સામે હેત ભાવથી તેને મળે તે વાજબી નહતુ એમ ધારી તે જવાન આજે ચુપ રહયો હતો તેમા તેનો કસુર કહેવાય નહિ તેણીએ એમ મન મોટુ કર્યું ખરૂ, પણ એક જાતની નહીં સમજ પડે એવી ધાસતીએ તેણીનામા ધર કર્યું બીજી સવારે પણ લવજીને મળતા તે જવાને પેલી આગલી અધુરી છોડેલી વાતનો ફરી સ સારો સહેજમી જણાવ્યો નહી, એટલે માણેક વિચારમા પડી. પેલી વરંડા ઉપરનો તેઓની મુલાકાત શુ તેણીએ સ્વપનામા તો નહી જોઈ હોય ? શું તેણી આજસુધી કાઈ ભુલમા ગોતા ખાતી હતી ?

માણેક આંખે હાથ દઈ તે ઉપર વિચાર કરવા લાગી. નહી, નહી, તેમ બની શકેજ નહી હજુરબી તે જવાનનો અવાજ તેણીના કાનમા વાગયા કરતો હતો, તે કલપીત હોઇ શકેજ કેમ ? માણેકને લાગયુ કે તેના પેલેસમા ભેગી થયેલી તે નાની મંડળીના બધા સુખી હતા, ફકત તેણીજ ખરેખર દુખી હતી

શેહેરા ઘણીવાર બગીચામા ફરવા ઉતરવા ના કહેતી, તેવી વખતે તેણી "માથુ દુખવાના" યા "ગમગીનીથી જીગર ભારી થઈ જવાના" બહાના કાઢતી અને એવી રીને જયારે તેણી એકલી રહેતી ત્યારે શેઠ ખાનદાનનો લવજી, પોતાના યજમાન બાનુનો વખત સોહવરાવવા તેણી આગળ રહેવાની પોતાની ફરજ સમજતો માણેક તે જોઇ અજબ થતી, પણ હજુર તેણીના નિર્દોષ મગજમા વહેમનો બીયો રોપાયો નહતો પણ જયારે તેણે જોયુ કે લગભગ દરરોજ કેપટન મીનોચેહેરને અહી શેઠના સાથે હોમાય, પરસીસ ને તે બહાર બાગમા નીકળતા, ત્યારે લવજી પાછળ રહી જતો, અને માણેકથી ખામખા તે દુર રહેવાનુ કરતો એમ કેમ ? શુ એમા તે જવાન નારનોજ વાક હતો ? શુ તેણી જોઈયે તે કરતા વધારે શરમાતી હતી ? હા, એટલુ ખરૂ કે તેણીએ પોતે લવજી સાથે એકલી પડવાને કદીબી પેરવી કીધી હતી નહી, અને હવે તેણીને લાગયુ કે તેમ અજમાવી જોવુ કદાચને માણેકને ઓસકાતા જોઈ તે જવાન હિમ્મત પકડતો નહિ હોય

એક સવારે વરંડાની બારી આગળ માણેક ઉભી રહી, સામી ફુલવાડી તરફ વખાણની નજરે જોતી હતી તટલા તેણીની બાજુમાથી અવાજ આવયો "કેવી સુંદર ગુલછરી ખીલી રહી છે" અને લવજીએ સામે આગળી ટાકી

"હા, પણ એની નજીક જઇને જોઈયે છે તેમ વધારે ખુશનુમા લાગે છે," અને માણેક વરંડા ઉપરથી ઉતરીને 'કનઝરવેટરી' તરફ ગઈ તેણી એક છેડેથી બીજે છેડે સુધી ચાલી ગઈ, પણ શેઠ ખાનદાનનો લવજી, તેણીએ વકી રાખી હતી તેમ પુઠે આવયો નહી જયારે તેણી ભારી દિલે દીવાન ખાનામા પાછી દાખલ થઇ ત્યારે ત્યા શેહરા બાનુને ફતેહથી ફુલાતી બેઠેલી જોઈ "હુ ત્યારે તમારૂ ઈન્જન કનઝરવેટરીમા સાથે કરવાનુ લવજીએ નાકબુલ કીધુ ? ઓ માઈ, તારે ઠેકાણે હું હોતે તો મારૂં તો મોત થઇ જતે"

ગુસ્સાથી તાતેલુ લોહી માણેકના કપાળ ઉપર એકદમ ધસી આવયુ અને તે કાંઈ ઊસકેરાઈને બોલવા જતી હતી તેટલા લવજી અને મીનોચેહેર અંદર આવયા

"અમારા વહાલા યજમાન બાનુ, અમે તમારી પાસથી એક ફેવર માગવા આવયા છીયે" લવજીએ શેહેરાને કહયુ "કેપટન મીનોચેહેર અને મારા વચ્ચે ટેનીસની રમતની શરત લાગીછ, ને અમે હમણા રમનાર છીયે તમે ત્યા ટેનીસ ગરાઉંડ ઉપર પધારીને અમોને રમતમા ઉત્તેજન આપશો ? હોમાય અને પરસીસ તો અત્યાર આગામજના ત્યા તમારી વાટ જોતા બેઠા છે."

"નહી લવજી, હુ તો હમણા નથી આવતી, પણ માણેક તમારી કમપેનીયન દાખલ સાથે આવવા ઘણી ખુશી થશે, એમ મારી ખાત્રી છે તમે માણેકને સાથે લઈ જાવો, પણ સંભાળજો, એ ઘણી નાજુક છે, અને આય છેલ્લા વરસાદના ઝાપટાથી ત્યાનો રસતો ચીકણો થયો છે, તમે એને જરા તમારો હાથ આપજો" તે સાવકીએ કડવા ઠઠાથી કહ્યુ

માણેક, જે આ અપમાનથી રાતી પીળી જેવી ટેબલને અઢેલી ઉભી હતી તેણી હવે તોરથી આગળ આવી

"તમારી ઘણી મેહેરબાની થઇ" મી૦ લવજીના લંબાએલા હાથ તરફ ઠડાઈથી જોઈ તેણી બોલી "મારા પારટનર દાખલ કોણને ચુટવો તે હુ મારીજ મુનસફી ઉપર રહેલુ જોવાને ખુશી છુ ચાલશો, કેપટન મીનોચેહેર ?" અને તેણીએ એકદમ પોતાનો રૂપાળો હાથ મીનુની કોટની બાહેવાળા હાથ ઉપર મુકયો

શેહેરા ધિક્કારથી ખડખડ હસી પડી લવજીએ ગુસ્સાથી હોઠ કરડયો અને ગરીબ મીનુએ આ માનથી પોતાને સાતમે આસમાને ગયેલો માનયો

માણેકની આ ચાલથી જે રીતે લવજીનો ચેહેડો ખેજાલતથી ઉતરી ગયો, તે જોઈ ને મગરૂર સુદરી ઘણી ખુશી થઈ, અને તે ઠડા દિલના થઈ ગયલા જવાનને ઠેકાણે લાવવાના ઈરાદાએ હવે માણેકે તેજ રસતો લેવાનો કરાર કર્યો લવજીની અદેખાઇ ઉશકેરવા તેણી હવે મીનુ સાથે છુટથી ભેળાવા લાગી ખાણા ઉપર પણ તે કેપટનની પાસેજ બેસતી અને બહાર જતી વખતે તે મીનુનાજ હાથનો ટેકો લેતી જો કે કેપટનના હલકા ખાનદાન તરફનો તેનો ધિકકાર જેવો ને તેવો હતો છતા માત્ર પોતાની મતલબને ખાતર લવજી ઉપર વેર લેવાના કસદે તેણીએ તે ભોળા જવાનને પોતાનુ હથીઆર બનાવયો. ગરીબ મીનુ, માણેકની આ ખોટી ડોળઘાલુ વરતણુક હતી છતા તે સમજયો નહી અને તેની માણેક બાબેની આશા વધુ ને વધુ તેના દિલમા જડ ઘાલતી ગઇ

પોતાના કીના ખાતર માણેક, આ મુધા ગ્રહસ્થની લાગણી સાથ જે રમત કરતી હતી તે કેવો એક ગભીર ગુનહો હતો તે ઉપર વિચાર કરવા વટીક તેણી થોભી નહી, પણ જયારે અચીતુ મીનુ તરફથી તેણીના હાથની

માગણીનુ પત્ર તેણીને મળ્યુ ત્યારેજ આ ઉછાછળી સુદરીને પોતે કેટલા આગળ પગલા ભરયા હતા તેનો ખયાલ આવયો

તે એક એવી સાહુજ હતી કે જયારે શેહેરાએ લવજી તરફ લગાર ખુલ્લી રીતે ધરાપરા બતાવયા હતા, અને માણેક નાસીપાસી અને ખફગીમા પોતાની હાર પોતાની સાવ-ફીને નહિ બતાવવાના કસદે, રોજ કરતા જયાદે કેપટન તરફ ધ્યાન આપયુ અને તેની ઉપર વીહુલી પડવાનુ ડોળ ઘાલ્યુ પરીણામમા બીચારા ભોળયા મીનુએ પોતાનો સુખનો સ્વપનો ખરો પડેલો માનયો, અને તે રાતે માણેક જયારે પોતાના ઓરડામા એકલી પડી ત્યારે તેની ટેબલ ઉપર તેણે એક નાની ચીઠી પડેલી જોઈ ઉપર કેપટનના હરફ જોઈ તેણીએ લગાર અજાયબી અને ગુસ્સાથી ઉંચકી નીચે પ્રમાણે વાચી

"વાહલા બાનુ માણેક,"

મારા જીગર ઉપર મોટો કાબુ ધરી બેઠેલી એક મારા દિલની ઉમેદ હુ તમારા સનમુખ ખુલ્લી કરૂ તો મને બે અદબ ગણશો ના, પણ તેમા મને તમારીજ રોજ્બરોજ વધતી જતી માયાને મમતાનુ ઉ-તેજન મળયુ છે, એમ માનશો ખાસ કરીને આજ સાજનો તમારો હેતપુરવક આવકાર મને આ મારા દિલની ઉમેદ ખુલ્લી કરવાને હિમ્મતવાન કરે છે, અને હવે વધુવાર શકમા રહેવાનુ મને અતી ઘણુ બીકટ લાગે છે ખુલ્લા શબ્દોમા કહુ તો માણેક, તમારા કબુલા-એલા ખાવિંદ દાખલજ હુ પેલેસમા વધુવાર રહી શકીશ. મારે જવું—કે થોભવુ ?"

હમેશનો તમારો તાબેદાર,
મીનોચેહેર ફીરોઝના

જ્યારે માણેકે આ ચીઠી વાચી ત્યારે રાતના અગી-યારનો વખત થયેલો હતો અને પેલેસમા બધ સુવા જવાની તયારીમા હતા

બસ, માણેકને લાગ્યુ કે તેને હદપારનુ અપમાન કરવામા આવ્યુ હતુ એક અધચારડાનો છોકરો, તેણીની સાવકી માનો પરોણો, તેની મગદુરજ શુ હતી કે શેઠ હીરાજી હીરામાણેકની એકપુરી બેટીના હાથની માગણી કરે ' પોતાના આ ગુસ્સામા તે ઉતાવળી સુદરી એટલુ વિચારવા પણ થોભી નહી કે તે જવાનની માગણી કેવી પ્રહસ્થાઈથી ભરપુર, આજકાલના ઈતિરોની ઢબછબથી જુદીજ હતી અને એટલા પગલા આગળ ભરવાને પણ તે જવાનને તેણીએ પોતેજ ઉતેજન આપ્યુ હતુ તેનો પણ તેણીએ ખ્યાલ કરયો નહી, ગુસ્સા અને ધક્કારથી તે છોકરી એક વિછછણ જેવી વકાળ બની ગઈ પહેલા તો તેણીએ તે પ્રેમ પત્રના ચીરીએ ચીરમા ઉરાડી પોતાના પગ તળીએ દાબયા, પણ પછી આ અપમાનનો જવાબ પોતાની સાવકી મા તરફથી લેવાના ઈરાદાએ તે ઓરડાની બહાર ધસી ગઈ શેહેરાએ આ ગામાડયાને પોતાના મેહેલમા બોલાવ્યો ત્યારે તે ખર-ડાયા પગ ગાલીચા સુધી લબાવવા પામ્યો કેની, અને તેથી તેણીએ શેહેરાને આ ચીઠી માટે જવાબદાર ધારી બારણુ ઠોકતા જણાવ્યુ કે તેની સાવકી હજુર ઉપર પોતાના ઓરડામા આવી હતી નહિ ઈરાની ગાલીચા બિછાવેલા દાદર ઉપરથી વગર ગડબડે તેણી નીચે ઉતરી ગઈ અને દિવાનખાનામાથી ધીમો અવાજ આવતો સાભળી તેણી તે તરફ ધસી પણ ત્યાનો ભારી પડદો વગર ગડબડ ઉઠાવતા તેણીએ શુ જોયુ ? તે જોતાજ તેણીનુ જીગર પથર જેવુ બધાઈ ગયુ, કારણ એક નીચા સોફા ઉપર તેના સાવકી

માતા તકીયાને માથુ અઢેલી બેઠી હતી, અને—અને—આ તેણીના બાપની તુરતની થયેલી વિધવાના ખભા ઉપર હેતથી હાથ ગોઠવી તેની બાજુમા શેઠ ખાનદાનનો લવજી ગુઠણુ ઉપર બેઠો હતો

એક શબ્દબી બોલયા વગર માણેક તેઓને ટીકયા કરયુ કાંઈ કુદરતી રીતે પેલા બનેને એમ લાગયુ કે ત્યા અચણુચ કોઈ ત્રીજાની હાજરી આવી હતી, અને બનેએ ડોકયુ ફેરવી પરદા તરફ જોયુ, પણ તે આગામજ ઉઠાવેલો પરદો નીચે નાખી દઈ માણેક ત્યાથી ખસી ગઈ હતી

“એ કોણ હતુ, લવજી?” શેહેરાએ પુછયુ

“માણેક,” તેણે ફજેત જેવા સાદે કહયુ

“મારે હવે સવારના કાંઈ એની આગળ બહાનુ કહાડવું પડશે” શેહેરા ધીમે સાદે બોલી તુ મને કાંઈ ચોકઠુ ગોઠવવામા મદદ કરશે લવજી?”

“મારા કરતા પાટીયા ગોઠવવામા તુ વધારે હુશીયાર છે, શેહેરા” કડવાસથી હસતા તે જવાને કહયુ

“ચાલો બા, હવ જતે હામાયને પરસીસબી ઉપર ગયા સાહેબજી” અને બને જણ વધુ કાંઈબી બોલયા વગર છુટા પડયા

પેલી તરફ માણેક, એક ઉઘરેટી લાબી બિમારીમાથી તુરતની ઉઠેલી જેવા અવતારે લપેડા ખાતી દાદર ચઢી પોતાના ઓરડામા ગઈ ધબ દઈને ખુરસીમા તુટી પડતા આ શુ બદબખતી હતા તે ઉપર વિચાર કરવા તેણીએ પોતાનું કપાળ દાબયુ

મે માણેકને એક ઉછાછળી મગરૂર છોડી ચિતારી છે

અને તેવી એકને તો શોકો જીગર વગરની ઠંડી ને સખત દિલની માને, પણ માણેક ઉલટાજ ખવાસની ઓરત હતી તેણીનું જીગર હેત માટે કેવું ચીવટ અને ગરમ હતું તે એટલા ઉપરથી જોઈ શકાશે કે તેણી એકદમ પલંગ ઉપર તુટી પડી, છાતી તુટી જાયે એવા ડચકાથી, ધોધમાર આંસુએ રડવા લાગી.

એ ઓરત જાત! ગરમ ઉછળતા સાચા અને વફાદાર હેત ધરાવનાર ઓરત જાત! તારા પ્યારની ચીવટાઈ આગળ મરદોનું હેત બેબીસાદ છે પોતાના હેતાળુ ધણીના પાસામાં રહેનારી સુખી બાનુઓને કદીબી માણેકના જેવી અગાધ નાસીપાસીના દુખનો ખયાલ આવવો મુશકેલ છે, મગર તવારીખનવેશો કહી ગયા છે કે આ જગમાં એક સ્ત્રીની મોટામાં મોટી બદબખ્તી તે તેણીના લુટાએલા પ્યારની છે જો તેમજ હોય તો ગરીબ માણેક, બેશક દીલસોજીને પાત્ર હતી તેણીએ રાતના અંધારા વખતમાં પોતાના ઓરડાના એકાંતમાં જે કલપાંત કીધું છે તે કોઈ કદી જાણવા પામનાર નથી તેણીનું બદન એક માછલીની અદાએ તરફડયા ખાતું હતું અને કલાકેકના અરસામાં તેણીએ આંસુનો એક દરયાવ ગોયા ખાલી કીધો હતો

જયારે અંતે તેણી થાકથી નિસોસ બની, ત્યારે તમર આવતા કપાળને ટેકો આપી તેણી ધીરેથી ઉઠી ઉભી થઈ, સામેના મોટા આરસામાં પોતાનો પડછાયો જોતાજ તેણી સખત ચોંકી આટલા અરસાની ગમખારીએ તેણીને તદન બેસુરત બનાવી મેલી હતી આંખ આગળ મોટા ચકરડા ફરી વળ્યા હતા, અને તેણી ફિક્કી ને બિમાર જેવી દેખાતી હતી આહ! આવા અવનારે તેણીએ "પલેસ"ના બીજા

લોકો સનમુખ જો દેખાવ દીધો તો બીજા ચોવીસ કલાકમા તો તેણીની આ મોટી નાસીપાસી અને હાર બધા જાણવા પામશે, અને તે શુ તેણીના મગરૂર નામને ઓછો ધોકો પુગાડનારૂ થઈ પડશે? અને વળી તમ થવાથી તેની સાવકી માતા અને પેલા બેવફા જવાનની ચઢતી થાય તે તે કેમ સાખી શકવાની હતી આપણે જાણીયે છીયે તેમ મગરૂરી એ માણેકના ખવાસમા સર્વોપરી હતુ, અને ઘણીકવાર મગરૂરીથી તેણા ખોટા કામ કરવાને લલચાતી, ત્યારે હમણા મગરૂરીજ તેણીને શાત કરવાને કામે આવી પોતાના હરીફોને ફતેહ નથી થઇ એમ બતાવવા તેણીને લાગ્યુ કે હવે તેણીએ એકદમ શાત થવુ, અને બનતા સુધી રાબેતા કરતા વધારે ખુશખુશાલ બની તેવાઓને બતાવી આપવુ કે માણેકની હાર થઈ નથી જો દબાવેલા દુખના ઉભરાથી ગુગળાઈને તેણી મરણ પામે તો ખેર, પણ બહારથી તો તેણીએ બીલકુલ ગમગીની કચરી નાખવાનો કસદ કીધો તેણી તેઓને બતાવશે કે હવેના જેટલી સુખી તો તેણી કદી આગળ હતીજ નહી

સુખી ! ખોદાવદતાલા ! માણેકને લાગ્યુ કે સુખ જેવુ તેણી માટે આ જગામા હવે કશુ બાકી રહ્યુ હતુ નહી!

ઓ માણેક, હીરામાણેક! ખોદાની બદગી કર તુ ધારેછ તેમ આ દુનિયામા તારા કોઈ પણ ખેરખાહ મિત્રો કે ખરા સુખ જેવુ કશુ રહ્યુ નથી, તો તે બેહેસતના માલેકની બદગી કર! સુખની આશા તુ માનવી જાતના હાથોથી કરશે કે તે મીનો તુમ તરફની રહેમદીલીની આરજુ કરશે? અફસોસ! આપણે જેમ દુખમા કે સુખમા તે મહા નામીની યાદમા એકદમ સર ઝુકાવીયે છીયે, તેમ આ મોટે ઘેરની લાડલીઓ કરતી નથી એ કેવી અફસોસની વાત છે.

પણ હવે તેણીએ શુ રસ્તો લેવો ? પેલા બેવફા જવા-નની તેણીને એક ટચાકડીભારબી પરવાહ નહતી એમ બતા-વવા કદાચ ને તેણી થોડા દિવસ સુધી તજવીજ કરી શકે, પણ મહીનાઓ કે વરસો સુધી તેણી કેમ ટકી શકશે ? પોતાની સાવકીના વર દાખલ ને બે જબાનના મરદને ડગલે ને પગલે તે મકાનમા દરરોજનો જોવો એ જુલમ કેમ વેઠાસે ?

હવે તેણીએ શુ કરવુ ?

તે પળે કેપટન મીનોચેહેરના પેલા પત્રના ફાટા ટુક-ડાઓ ઉપર માણેકનુ ધ્યાન ખેચાયુ એક વિચીત્ર લાગ-ણીએ તેણીના મગજને રોકયુ અને છલાગ મારી ઉઠીને ઉભા થતા તેણીએ તે ફાટેલા ટુકડા ઉઠાવી સરખા ગોઠવી પાછા વાચ્યા આહ ! આ એક તેણીના કીનાનો રસ્તો મોકળો હતો તેણીના બને હરીફોની હજુરબી તે હાર થવા દેશે

દાતયા મજબુત ભીડી તેણીએ પોતાની આયાને બોલાવી મગાવી અને સવાર લગભગ પડવા આવેલી હોવાથી તેણીને તઈયાર થવામા મદદ કરવા ફરમાવ્યુ

——( o. ——

## પ્રકરણ ૯ મુ'.

---

## ફતેહ કોણની ?

તે દિવસે નાસતાની ટેબલ આસપાસ બેઠેલા દરેક જણના દિલમા જુદી જુદી જાતની અસરો થતી હતી શેહેરા-બાનુ પોતે પોતાની લાગણી બરાબર સમજી શકતી નથી પોતાની સાવકી દીકરીને તે સવારે ફજેત મોહોડે મળવુ કે ફતેહની ચમકતી આખોએ તેણી તરફ જોવુ તે બાબે તેણી

હજુર નક્કી વિચાર ઉપર આવી હતી નહી આ જવાન સાવકીનો ભરથાર ઘરડો હીરાજી જીવતો હતો ત્યારથી તેણી લવજીનુ પોતાની સાવકી દીકરી તરફનુ ખેચાણ ખમી શકીતા નહી, અને હવે જયારે તેણી વિધવા થઈ હતી ત્યારે લવજીને સદાને માણેકથી દુર કરવા તેણી કાઈબી ઉધા ચતા કરવાને આતુર હતી તે સવારે નાસતાના ઓરડામા આવવા આગમન વરડામા તેણી લવજીને મળી ગઈ, કે એક ન્હાના બચ્ચા માફક થોબરો ચઢાવી તેણી નિર્દોષ દેખાવ કરતા બોલી

"લવજી, ગઈ રાત્રે તે મને એવા ઓકવરડ–પોઝીશનમા લાવી મુકી છે કે મારી સાવકી દીકરીને કેમ મલુ તેના ભારે ગુચવાડામા છેઉ"

"એમ છે તો હવે તે થોડા વખતનોજ ગુચવાડો સમજજો શેહેરબાનુ, કારણ આજે બપોરે હુ "પેલસ" મુકીને પુણે જનાર છુ" લવજીએ કહયુ, જે સાભળી શેહેરાનુ લોહી પાણી ઉડી ગયુ તેણીએ ઘણીબી રીતે તે જવાનનુ મન મનાવાનુ કીધુ પણ લવજી ઉપર કશી અસર થઈ નહી

લવજી ઉછાછલો ને મોજીલો ઉડાઉ હતો, પણ હવેજ તેને લાગ્યુ કે માણેક તરફની તેની ચાલ નહી માફ થઈ શકે એવી હતી એક વખત એવો હતો કે 'જયારે તે માણેકને પોતાની બનાવવાને તદન તઈયાર હશે, પણ હીરાજી શેઠનુ બાપાજી જાણુતા તે લખલુટીયો જવાન પોતાના વિચારોથી હઠી ગયો ત્યારબાદ આ સાવકી માતાએ તેને ઘેરયો અને તેણી પાસે પૈસા હોવાથી તે લલચાયો તેને ગઈ રાતની બીના યાદ આવી હોમાય અને પરસીસ સાહેબજી કરીને છુટા પડયા કે એકલી પડેલી શેહેરાએ કેવી પોતાની ગુફ્તી જવાન જીદગી માટે બળાપો કરવા માડયા, અને તેની

આંખોમાથી આસુ પડતા જોઈ લવજીને કશુ સુઝ ન પડ-વાથી તેની પાસ ગુઠણ ઉપર બેસી શેહેરાના ખભા ઉપર માયાથી હાથ મેલયો અરે, તેજ અભાગણી ઘડીએ માણેકનુ ત્યા આવવુ થયુ અને તેથી તો તે જવાન આખી રાત નીરાતે સુઈ શકયો નહી આજ સુધી તેણે ઘણી લખલુટી જીદગી ગાળી હતી પણ ને માણેકને જતા જવાની ખરા દિલથી આશામા હતો, તેમા આ મોટો ખત્રો પડયો અરેરે તે શુ કામ આ સાવકી તરફ ખેચાયો? માણેક જેવી ચોખી અદાઓની સુદરી તરફ તે કેવી રીતે આવળો થઈ શકયો? પણ—પણ—અફસોસ કે હોરાજ શેઠની પુત્રી ખાલી હાથની હતી પઈસા! પઈસા! આ ચળકતી ચાઈ ચાઈનો લવજ ગુલામ હતો, તે વખતે નાસતાની ટેબલ ઉપર લવજી ભારે મુજવણમાં બેઠો હતો

કેપટન મીનોચેહેરે ઉતાવળી ઇતેજારીમા આ પેલેસની સુદરીના હાથની માગણી કરનારો પત્ર ગઈ કાલે લખાયો હતો અને આજે તે નાઝનીન શુ જવાબ દેશે તેની ભારે ગુચવણમા તે ચુપ મેહોડે બેઠો હતો લવજી માફક તેને આજે ભુખ નાહતી, છતા પોતાની પ્લેટ ઉપરજ ઘણુ ધ્યાન હોય તેવુ તે ડોળ ઘાલતો હોમાય અને પરસીસ માટીડા-ઓને આવા સુસ્ત જેવા જોઈ રીસાયલી અદાએ થોબરો ચઢાવી રહયા હતા ફકત માણેક ત્યા ગેરહાજર જણાતી, પણ થોડોક નાસતો પુરો થવા ઉપર આવતા એકાએક દર-વાજા ખુલી ગયા અને ઘણીજ સભાળથી ડ્રેસ થયલી ખુબ-સુરત માણેક ઠઠેરાબધ અદર ચાલી આવી, અત્યાર સુધી ઓરડામા બધુ ઝુકેતુ ઝાકેતુ લાગતુ હતુ તે માણેકના આવવા સાથેજ તમામ ફેરનાઈ ગયુ તેણી એવી તો ખુશ

મીઝાએ હસતી દોડતી ધામતી તે ઓરડામા આવી કે શેહેરા ને લવજીનુ જીગર ઠડુગાર મારી ગયુ મરદો તુરતજ તેણીની હાજરીથી ખુરસી ઉપરથી ઉઠીને ઉભા થયા, પણ તેઓને પોતાના નાજુક હાથની બેસી જવાની ઈશારત કરતા તેણી ખુશ હલકે બોલી "નો સેરીમનીસ, જેનટલમેન, હુ મોડી આવી તેમા વાક મારો છે કેમ શેહેરાબાનુ, તબિયત તો ખુશ? રાત્રે સારી કાની ઉંઘાયાતા કે? સાહેબજી, હોમાય પરસીસ, મી૦ લવજી, આપણે નાસતો પુરો થયા પછી શેકહેન્ડ કરશુ હમણા તો મને ઘણી ભુખ લાગી છે," અને લવજીએ તેના માટે મુકેલી ખુરસી નહી જોવાનુ ડોળ ઘાલી તે કેપટન મીનુની બેઠકની સામે બેસી ગઇ, પણ એકાએક કાંઈ યાદ આવ્યાથી તેણીએ ઉઠી ઉભી થતા ટેબલ ઉપરથી હાથ લબાવી "સાહેબજી કેપટન, કેમ છેવ?" કરી તે જવાનને પોતાનો પોહોચા સુધીનો હાથ આપ્યો

આ ખાસ નવાજેશથી મીનુના ઉમેદવાર દિલમા ખુશાલીની ઝઝણી ફરી વળી અને લવજીએ માણેકની આ હીલચાલ નહી જોવા માટે પોતાનુ મહોડુ પલેટ તરફ નમાવી રાખ્યુ.

આ બધો વખત માણેક ખુશ મીજાજે ટેબલ ઉપર વાતો કરયાજ કરતી હતી "કેવી ખુશનુમા સવાર છે, શેહેરાબાનુ, આજે તમારા પરોણાઓને ઘેરમા ગાધી ના રાખતા ઘણે દહાડે મને સાઈકલપર બહાર નીકળવા ગમશે કેપટન, તમે સાઈકલીગ તો ઘણુ સરસ કરી જાણો છો મારી સાથે આવશો?"

મીનુના ચેહેરા ઉપર પાછો રતાશ ધાઈ આવ્યો તે ગરીબ જવાનનો હરખ માયો સમાયો નહી તેણે બાખુશી હા કહ્યુ

પણ શેહેરાબાનુના મનની હાલત કેવી હતી? તેણીએ

પોતાની સાવકી બેટીને ફિક્કી ને હારેલી જેવી જોવાની વકી રાખી હતી, અને તેવા ખયાલથી તેણી મનમા ફતેહથી ફુલાતી હતી તેથી ઉલટીજ રીતે માણેકને આવી ખુશખુશાલ બનેલી જોઈ તેણી વિચારમા પડી કે ત્યારે રાતે માણેક પડદા આગળ આવેલી હોવી જોઈયે નહી માણેકની ઢબછબ એક હારેલી કરતા ફતેહ પામેલી જેવી વધારે હતી

"માણેક, મારા પરોણાઓ સારી કાની જાણુ છે કે મે અહી તેઓને બોલાવ્યા છે તે મજાહ કરવા માટે નહી પણ મારા જેવી એકલી અટુલી પડેલીનુ મન વેરાવા મારી ખાત્રી છે કે ઘરમા રહેવાથી એ લોકને ગોધાઈ રહેવા જેવુ કાંઈ ભારી લાગશે નહી" શેહેરાએ અંતે જવાબમા કહયુ

"હા, હુ ભુલી ગઈ પણ ખરેખર તમારા જેવાઓને ઘેરમા બેસી રહેવાનુ ભારી લાગે નહી, પણ અમારો જવાન જીવ, તેને તો જરા બહારનો ફરહર જોઈયે" માણેકના આ ટીકાથી શેહેરાને બરડે પાણી ઉતરયુ

"મી૦ લવજી, તમે તમારા યજમાન બાનુનો વખત સોહવરાવવા ઘેરમા રહેવાનુ પસંદ કરશો, હુ ધારૂ છ" માણેકે તેની તરફ પોતાની રોશન આંખો ઉઠાવી નિર્દોષ દેખાવ રાખી કહયુ "પણ કેપટન, તમે મને નિરાશ ના કરતા, તમારા જેવા બહાદુર મિત્રની પનાહમા મને સાઈકલીગ નીકળવા ગમશે, કારણ લાબો વખત થયા હુ સાઈકલપર બેઠી નથી ને કદાચ ગબડી પડુ તો તમે પાસે હોવો તો ફિકર નહી રહે"

લવજી આ ચોબાથી વધુ ને વધુ ફિક્કો પડતો ગયો તેમ મીનુ ખુશાલીને મારે વધારે લાલાસ પકડતો ગયો

અંતે નાસતો પુરો થયો કે દરેક જણ તે ઓરડામાથી બહાર નીકળી ગયુ એકલી પડેલી માણેક ઉપરથી આ ઉપજાવી કહાડેલી બધા ખુશાલીનો પડદો ઉતરી ગયો અને ગઈ કાલની મળેલી તેની જીંદગીમાની મોટી નીરાસીની યાદે તેણીનુ તનબદન ઠંડુ મારી કંપવા લાગ્યુ ઓ ! આ દિલની મોટામા મોટી ઉમેદના કચ્ચડવાણ પછીથી તેણી આવો ખોટો દેખાવ કયા સુધી રાખી શકશે ? પણ આ તેના ગભરાટમા મોટો વધારો થવાનુ કારણ તો એ હતુ કે કેપટન મીનોચેહેર સામેથી ગંભીર ચેહરે તેણી તરફ આવતો હતો

"બાનુ માણેક, મને મારો જવાબ આપશો ?" તેણે અસરકારક અવાજે કહ્યુ

પોતાની હાર થઈ હતી એવુ પોતાની ખારીલી સાવકા માને તેમજ પેલા બેવફા જવાનને નહિ બતાવવા ખાતર આ ભોળા જવાનની માગણી મંજુર રાખવાને ગઇ રાત્રે માણેકે પોતાને મનથી નકકી કરયુ હતુ, પણ જયારે ગભીરાઈથી પુછાયલા આ જવાબ આગળ "હા" કે "ના" બોલવાનો વખત આવ્યો ત્યારે તેજ ઘડીએ માણેકની બધી હિમ્મત તુટી ગઈ અને તેણી ફિકકીફચ જેવી ચુપ ઊભી

તેણીની આ ચુપકીદીથી મીનુના ઉલટમંદ જીગર ઉપર ઠંડુ પાણી ફરી વળ્યુ અને તે વધારે ગંભીર બની ગયો

"તમોને મારૂ કાગળ મલ્યુ, મીસ હીરા માણેક?"

"હા"

'ત્યારે ખોદાને ખાતર મને તમારો નકી જવાબ આપો અને આ મુંઝવણમાથી મારો છુટકો કરો તમોને ખ્યાલબી નહી હોશે કે એક એક પલ તે મારા—"

"ઓ નહી, એ કેમ બને—નહી—મહે જે—"

"તમે એમ કહેવા માગો છો કે હું આજ સુધી મુરખ બન્યોછ, મને ખામખા તેવો કરવામા આવ્યો છે? બોલો, ખોદા ખાતર બોલો"

હુજુર માણેક ચુપ ઉભી રહી

"આહ! મીસ હીરામાણેક, હુ જોઈ શકુ છુ કે મારે માટે કશી આશા જેવુ રહયુ નથી, આજે બપોરે હુ પલેસ સદા સુધીનો છોડી જવસ—

તેજ આઈન ઘડીએ લવજી શેઠનો આકાર બહાર બગી ચામા ફરતો માણેકે જોયો તે બેવફા જવાન ઉપર નજર પડતાજ માણેકે પોતાને મળેલી તેના તરફની ખેજાલત યાદ કીધી અને મન મકકમ કરી જીવ ઉપર આવેલી હાલતે તેણી બોલી પડી—"થોભો, કેપટન, મારો જવાબ એથી ઉલટોજ છે"

"શુ? માણેક, હુ આ ખરૂ સાભરૂ છ?"

"હા, તમુને ગમે ત્યા સુધી પેલસમા રહેજો, હુ—હુ તમારી માગણી કબુલ રાખુ છ, કેપટન"

અરે માણેક! તારા આધળા કીના ખાતર તુ આ બુધા ગ્રહસ્થની જીદગીની ભાગીયણ થવાનુ તારા જીગરની મના છતા કબુલ કરેછ એ—તે—બારેહકતાલાની નજરમા કેવો મગરજાન ગુનાહ છે તે તુ સમજેછ? ઉછાછળી ઉતાવળી ને લાડઘેલી કમઅકલ ઓરતો પોતાની નેક નિષ્ટાથી નિરાળી મતલબને ખાતર આવા ભોળા ભલા જવાનોને ફસાવી તેઓની તમામ જીદગી કેવી કાળી ને ધમઘોર બનાવી મુકેછ તેનો ખ્યાલ કરતા આ નાજુક કલમ કપે છે

માણેકથી હા બોલાઈ ચુકાયુ હતુ હવે તેના ઉપાય શુ?

## પ્રકરણ ૧૦ મું.

## મીનુના આદરણીની ખુશ ખબર ફીરોઝ બાગમાં.

કેપટન મીનોચેહેર ઉપર માણેકના જવાબથી શુ અસર થઇ તે જાણવી જોઇશે

ઓરત જાત માટે કેપટનના વિચારો કાંઈ અજબ કીસમના હતા તે એમજ સમજતો કે દરેક ઓરત જે સારા દેખાવની બહારથી હોય તે બાતેનમા પણ તેવીજ ભલી હોવી જોઈએ આ મરદાનગીભર્યા દેખાવનો પહેલવાન જેવો જોરેમદ જવાન, નાજુક ઓરતો આગળ નરમ બોકરા જેવો થઈ જતો મીનુ પોતે પોતાની આ નબળાઈ જાણતો હતો, પણ જયા ખુબસુરત ઓરત જાત આવી ત્યા તે એમજ સમજતો કે ખોદાની આ સરવેમા શ્રેષ્ટ અને પવિત્ર બનાવટ હતી તે આજકાલના અદુખરાઓ માફક જવાન બાનુઓ આગળ માખીની અદાએ ભમ્યા કરતો નહી, પણ જાણે સુદર નારી જાતી ખોદાએ પુજવા માટે બનાવી હોય તેમ તે તેવીઓના દુરના દરશનથીજ ખુશી પામતો આ તનમનના સુધા ને સાચા ગ્રહસ્થના સ્ત્રીજાતી તરફના આવા ઉચ વિચારો બેશક વખાણને પાત્ર હતા પણ અફસોસ! છાતી ઠોકીને દરેક ઓરત જાતની પવિત્રાઈ સ્વીકારવાનો આ જમાનો નથી બહારની ખુબસુરતી તે બાતેનની કેવી ભયકર બદસુરતી બાઝે વખત બતાવી આપે છે, તેનાથી મીનુ બેખબર હતો એ તે બાપડાની પોતાની કમનસીબી હતી

માણેકે તેના હાથની માગણી મન્જુર રાખી, છતા તે જે રીતે તેનાથી દુરને દુર રહેતી, અને તેના હાથના સેહેજ

મેળાપ સીવાય, તે લોક વચ્ચે તદન અતર રહેતો, તે ઉપર બીજો કોઈબી જવાન હતે તો વહેમીલો બન્યા વગર રહેતે નહી; પણ અસરાફ મીનુ તો તેમાબી પોતાની અદરાએલી બાનુનો સદગુણ જોતો અદરાયા એટલે લોકોને દેખાડવાના ધરાપરાનો તો મીનુને પોતાનેબી કટાળો હતો અને સામો તે મનથી ખુશી થતો કે હોમાય અને પરસીસ જેવી ઉછા છળીઓ કરતા તેની માણેક કેવી સમજુ ને શરમાળ સુદરી હતી તેણે પોતાની તમામ ખુશાલીનો ઉભરો કાગળ ઉપર કલમે ખાલી કરી પોતાના પિતા ઉપર "ફીરોઝ—બાગ"મા મોકલ્યો, અને માણેકના ઉચ ખાનદાન, હદબહારની ખુબસુરતી, અને તાજમી ચેહેરા માટે જાજ્જા અદર વખાણ કર્યા

જયારે મીનુનુ આ પત્ર તેના પીતાને મળ્યુ ત્યારે મનજીભાઈ પોતાના ઓરડામા એકલા હતા

અતે તેવણનો છોકરો કોઈ મોટે બાયરે જોડાશે એવુ તેવણે આજ કેટલોક વખત થયો અનુમાન કીધુ હતુ છતા આ કાગળની ખબરથી તેમને જબરો ફટકો પડયો મનીજેહને વહુ કરવાની તેવણની દિલની ઉમેદ સદતર ધુળમા મળી ગઈ પોતાના બુઢાપામા આવી સદગુણી છોકરીને પોતાની દીકરી માફક મેળવ્યાના કરતા આ તો સામો છોકરો પણ ઘરમાથી ગયો, એવી તેમની ખાત્રી થઈ કારણ આ કહેવાતી મોટ વરની લાડલી કાઈ તેવણના ગામડાને કે કાઈ જુના વખતના બાધેલા ગઢ જેવા મકાનને કે કાઈ તેઓના અસલી વિચારને યા સાદાઈમા રહેલા સસરાને પકડી પાડીને બેસે તેવી તેમને લાગી નહી.

અફસોસ! ગરીબ મનજીભાઇ, તેવણને આ ફટકો ઘણો જબુન વાગ્યો—બુઢાપાના બેટા ઉપરાત બેટી જેવી વહુ મેળવી, તેવણ પોતાના સુખમા વધારો કરવાના ઉમેદમા

હતા, પણ આતો સામો બેટાબી મકાન અને દિલ બનેમા થી ગયો. કારણ, માથાથી તે પગ સુધી આ કાંઈ કહેવાતા "માણેકની" ફીદાગીરીમા તેમનો બેટો ફસ્યો હતો તો તે કદીબા પોતાના ગામડયા માબાપનો હવે થવાનો હતો? તેવણુ વણીજ દુખથી પોતાના ધણીઆણીને બોલી મીનુનુ તે કાગળ તેમને વાચી સભળાવ્યુ.

પણ બિચારા ભોળા હીરાબાઈ, તેવણ તો આવા મોટા ખાચરામા મીનુનુ સગપણ થયલુ જોઈ મનજીભાઈથી ઉલટા ઘણાજ હરખાઈ ગયા અને ઓરત જાતની નબળાઈ માફક પહેલો વિચાર તેવણને એજ આવ્યો કે હવે ફીરોઝપુરના રહેવાસીઓ અને હુમસ સુરતના સર્વે તેવણના ઓળખી- તાઓ બધા કેવા છકક થઇ જશે વળી બીજો વિચાર તેવણને એ આવ્યો કે માણેકનો કોઈ ભાઈ હોય તો કેવુ સારૂ તે શેઠયા સાથે મનીજેહનુ ગોઠવી દેવાય।

"મનજીભાઇ, મરૂરે આપણા દીકરા પરથી, એના નસીબ પુજેલા ત્યારે જીભરાયો આવા મોટા શેઠિયાની દીકરી સાથે અદરાયો કેની એતો મીનુને લીધે આપણી મનીનું નસીબ ખુલ્યુ એમ કહેવાય માણેકનો કોઈ ભાઈ હોશે તો આપણે મનીને ત્યા ગોઠવશુ

"ખોદા બચાવે" મનજીભાઈ બોલી ઉઠયા આપણે આપણા મકાનમાથી આપણો બેટો ગુમાવ્યોછ ને દુખ ઓછું નથી કે એ અસરાફ દીકરીને ખોહવાને હુ ખુશી થાઉં. તું કાંઈ એ ભોળા બચ્ચાના મનમા એવા મોટા તેટલા ખોટા ધખારા આપતી ના"

"ઓ વાય, મનજીભાઈ, તમે એમ શું કરોછ જો કોઈ જેવુ હોય તો એવી સગાઈથી કેવુ ખુશી થઇ જાય

તેને બદલે તમે તો દુશમન તણે દલગીર થઇ ગયા હોવો તેવા લાગોછ ચાલો ભોણુ ટેબલપર આયુછ ને આવાબાઈ ને મનીને એ વાત કહેવાને મારો જીવ બધો ટપુટપુ થઈ રહયોછ"

"જોઈ પારખો, હમણા હુ શુ ખુશીની ખબર લઈ આવીછ" ભોળા હીરાબાઇ જમવાના ઓરડામા આવતાની સાથ બોલ્યા

"શું, કબુતરીને વાછરી આવી કે?" આવા માસીએ સુથારનુ મન બાવળયામા, તેમ પોતાની સફેદ ગાય માટે અનુમાન કીધુ

"નહી, આપણો મીનોચેહેર મોટે ઘેર પરણી ગયોછ, ખરૂ કેની?" ચતુર મીનુ, હીરાબાઈ હાથમા મીનુના હરફનુ કાગળ પડેલુ જોઈ બોલી ઉઠી

"હા, મની, તુ ખરી છે! પરણ્યો તો નથી પણ જીભરાયા પણવાનો છે, અને તેબી કોણની સાથે? શેઠ હીરાજી હીરામાણેકની દીકરીની સાથે એના માય તરફથી બનાજી ખાનદાનની છે પણ હાલમા સાવકી માય છે ખોદા-યજીપરથી મરૂ તે આગલ કોઈ દહારોબી હુ એટલી અજબ થઈ નહી હોવશ"

"એનુ છેવટ સારૂ આવે તો સારૂં" મનજીભાઇ બબડયા

આવા માસા જેવણે મીનુની ધણીઆણી દાખલ મની-જેહને ધારી રાખી હતી તેવણ ઉપર આ ખબરથી મનજ-ભાઈ જેટલીજ નાસીપાસી ઉતરી આવી, અને મનીના ચેહેરા ઉપર ચઢ ઉતર થતો લાલાસ જોઈ તેવણ મનસે તરેહવાર

અટકળ કરવા પડયા પણ મનીના વિચારો જાણવાજોગ હતા મુંબઇની એક મોટે ઘેરની વહુમાય ફીરોઝબાગમા આવનાર હતી તે માટે આ સમજુ બાળાને જરાએ અદેખાઈ નાહતી, પણ આપણે આગળ વાચ્યુ તેમ આ છોકરી જેમ કોઇને પોતાથી ઉતરતાં ગણતી નહિ, તેમ કોઇને પોતાથી ચઢતા ગણવાને પણ તેનુ નાનુ ઉછળતુ ગરમ જીગર સાફ ના પાડતું અને હુવે મીનુની આ ફેશનેબલ બાયડી શુ તેણી ઉપર પોતાની સરશાઈ બતાવતી અહી આવશે? આવી એક મોટ ઘરની બાનુ તે કદીબી તેણીના આવા ભોળા મામી માસીને ચાહીને માન આપવાની હતી? મીનુએ આ આજ સુધીના સુખી કુટુબમા કલેશનુ કાણુ બી વાવ્યુ હતુ એમ તેણી પામી ગઇ અને મનજીભાઇ મામાની ગમગીની જોઇ તેણી ઘણી દુખી થઇ

“પણ મીનુએ તમારી ઉપર લખયુ ચ કે હીરાબાઈ?” આવા માસીએ પુછયુ

“નહી, એના બાવા ઉપર લખયુ ચ, આય શુ વાચોની લખેચ કે એની માણેક ખુબસુરતીમા તો બેહેસતની પરી જેવી છે અને દિલથી તો ફરેસ્તા જેવી પવિત્ર છે”

“એક ફીદા થયેલા જનાન્યાની મુર્ખાઈ, બીજુ કાઈ નહી।” મનજીભાઈ બોલ્યા

“ઓ વાય, મનજીભાઈ તમેબી શુ ડોરા બારોછ જો? માય મરે મીનુ એવે સારે ઠેકાણે ગોઠવાયો તેની ખુશાલીમા ગામમા મીઠાઈ વહેચાવવાને બદલે તમે તો બસ મારા છોકરાની ઢીગ કહારવાજ બેઠાછ સાભલોચ કે આવાબાઈ, હેચ કે બીચારી માણેકના બાવા છ મહીના થયા ગુજરી

ગયા છે તેથી લગન ધામધુમ વગર ગુપચુપજ કરી નાખ-
વાના છે ”

“ એમ લખીને તારા દીકરાએ આપણા કાન ખોલ્યા છે
કે લગન ઉપર આપણને મુબઈ જવાની કાઈ જરૂર નથી
પોતાના ગામડયા સાદા સગાઓથી શરમાવાની આ તો હજુર
શરૂઆત છે ”

“ હવે મનજીભાઈ, તમે ખચીત આપણા છોકરા ઉપર
નકામાજ ગુસ્સે થાઓછ એ બિચારાએ એવુ કઇજ લખ્યુ
નથી.—”

“ જો આવતા કાગળમા મીનોચેહેર એમ નહી લખે કે
સોગને લીધે કોઈનેબી બોલાવ્યા વગર ગુપચુપ અમે પરણી
ગયાછ તો હુ હાથ કલમ કરી આપુ હીરા, તું અને હુ
મુબઈના બધા મોટા લોકની વચ્ચે ગામડિયા જેવા લાગ્યે ને
આપણી હસી થાય તેના કરતા તો આપણો છોકરો આપણી
હાજરી વગર ત્યા પરણી જાય તો સારૂ

“ માસીજી, હવે ખાણું તાહાહુ પડેછ બેસોછ કે
જમવા, નહી તો મીઠુની અદરાવાની ખુશાલીમા હુ બધી
તરેલી બોઈ સફાચટ કરી જવશ ” મની આ ના પસદ
ચકચાર બધ કરવા ખાતર હસીને બોલી જે સાભળી બુઝ
રગ મનજીભાઈએ હાથ ફેકી

રાબેતા મુજબ “ બનામે યઝદ ” ભણી તે ઘરમી અથો-
રનાને બાજ ધરી અને ફીરોઝ—બાગના ખાણાની ટેબલ
ઉપર ચુપકીદીમા જમવાનુ ચાલુ થયુ

પેલી તરફ માણેક જનાન મીનોચેહેરના હાથની માગણી
કબુલ રાખયા બાદ કલાકેક પછી એકદમ જઈને પોતાના

સાવકી માના ઓરડામા ઉભી

' શેહેરા બાનુ, મારે કાઈ તમારી સાથે વાત કરવીછ" માણેક બોલી એક પળ શેહેરાનો ચેહેરો ઝરદ મારી ગયો પણ તરત સાવધ થતા તેણીએ નરમ અવાજે કહ્યુ

"હુ સારીકાની જાણું છ તુ શું વાત કરવા આવીછ તે, પણ જરા ઉતાવળી ના થા, ને હુ જે કહુછ તે સાભળ તારે ખાતર મે ગઈ રાતે લવજી આગળ વાત છેડીતી ને તારૂ ભલું ચાહવાની મારી મકસદ હતી —"

"એટલે? તે શુ?" ભારી અચબાબીમા માણેકે ડોળા ફાડીને પુછયુ

"એટલે શુ વળી, જે રીતે લવજી તારા બાવા હતા ત્યારથી તારી ઉપર ધ્યાન આપવાનુ ડોળ ઘાલ્યા કરતોતો ને લોકોમા તેથી નિદા ચરવાતીતી તેથી જે ને તડનેફડ જાણી લેવા મે એને ગઈ રાતે સીધો સવાલ તારે વરે પુછયો પણ મને તો સપનેબી ખયાલ નહી કે એના વિચારમા તુ નહિ પણ—હુ શુ કેહુ, માણેક, તે અમને જોયા તો ખરા, હવે વધારે શુ બોલાવે છે?"

આ અપમાન કે અપમાનનો દાદો! આ બેશક દુખ ઉપર ડામ હતો! માણેકને તેની સાવકીએ પેલા બેવફાની નજરમા આટલી હલકી પાડી તે જાણી તેણીનો પિત્તો ઉછળી આવ્યો

"તમારી મગદુર શું કે તેની આગળ મારે માટે તમે પુછયુ તે પારકા આદમી સાથે મને નીસબતજ શુ હતી? તેને તમે હીરામાણેક પેલેસમા પરોણા દાખલ બોલાવ્યો તે શુ મારો વિચાર કરીને?

"હા, આખર કરે તો તુ મારા બેહેસતીની દીકરી છે એટલે તારૂ ભલુ ચાહીને મે બોલાવ્યો કે જે તે તેનો વિચાર હોય તે જાણાઈ જાય. ચાલ માણેક, એવા ભખી ખાય તેવા ડોરાએ જો ના તું તારી ખુબસુરતી માટે ઘણી મગરૂર છે, પણ હવે તે જોયુ હશે કે લવજી જેવાં સુદરતાના ખરેખરા વખાણનારના મનમા તુ જરાબી ટકી શકી નથી.—"

"નહી, પઇનીબી રીત વગરની માણેક તે લખલુટીયાના મનમા ટકી શકી નથી, કારણ મારા બાવાની વિધવા, પઈસો ને નખરા બને ધરાવે છે, જે એવા જવાનોને સીકજામા લેવાના મુખ્ય સાધન છે પણ શેહેરાબાનુ, હુ જે આજે તમને ખબર આપવા આવી હતી ને એ નથી હુ તો તમને એટલુજ કહેવા આવી છુ કે કેપટન મીનોચેહેર ફીરોઝના સાથે હુ અદરઇ ચુકીછ"

એક તોપનો ગોળો છુટયો હોય તેમ શેહેરા ઉછળી ત્યારે અને તે લખપતી જવાન તેની બેનોના હાથમાથી છટકી જવા પામયો હતો, અને બીજુ તો એ કે લવજીની ને તેની પુરેપુરી ફતેહ જોવા તેની સાવકી છોકરી વધુ વખત પેલેસમા રહેનાર નહી હતી ખારીલી શેહેરા તદન ફજેત પડી ગઈ પણ બેદરકારીનુ ડોળ બતાવતા તેણીએ કહ્યું

"ત્યારે અને અધયારડાના દીકરા તરફની તારી સુગ મરી ગઈ ખરી, ચાલો, એના બાપને માથે સફેદ પાવરી હોસે તેમ ઉકુકુકુમા હાથ મારેલા પઈસાબી ઢગલે ઢેર હાસે કેની? વારૂ લગન કયારેક નુધીમા કરવાચ?"

માણેકને ગળે કાચગી બધાઇ આવી લગન! તેણીને લાગતુ કે તેણીના મોહનની તઈયારી થતી હતી "એકાદ મહીનામા" તેણી જીવ ઠેડવી બોલી

" તારા મામા મેહેરજી બનાજીને બોલાવવા પરસે, બાકી હુ નો શુ કરી શકવાની હતી "

' તે તમે ગમે તે કરો, હુ તમુને ખબર કરવા આવીતી" ને વધુ કાઇબી બોલ્યા વગાર તેણી ઓરડો છોડી ગઈ

મીનુ હવે સભ્યતા ખાતર પેલેસ છોડી ગયો લવજી પણ પુને ચાલી ગયો હતો વધારે વખત શેહેરાના પરોણા દાખલ રહેવાને મીનુને ઠીક લાગ્યુ નહી, પણ હાલમા તે છ માસની રજા ઉપર હતો એટલે તે મુબઈમાજ થોભી ગયો અને દરરોજ માણેકને મળવા આવતો આ નાઝનીન હમેશ જેવીજ ઠડી ને કઠોર રીત વરતતી પણ તે ભોળો ડાકટર તેનો જુદોજ બાએસ ઉકેલતો, કે તેણી શરમાળ ને આજ કાલની ઉછાછલીઓથી જુદીજ રીતની હતી જે એક પછી એક ભેટો લગન આગમજ માણેક માટે આવવા લાગી તે જોઈ શેહેરાના દિલમા અદેખાઈના ચમટા તુટવા લાગ્યા અને માણેકના મામા ખુશાલીમા ડગ થઈ ગયા મીનુએ તો પોતાની હવે પછીની થનાર મોહોરદાર માટે ગોયા પઇસો પાપડી પેરે વેરી, હીરા મોતીના દાગીનાથી એક રાણી માફક તેણીને નવાજવા માડી પણ આ બધાથી, કે તે જવાનના ખાલેસ દિલની પ્રિતીથી, દુખી માણેકના અસ નોશી જીગર ઉપર સેહેજબી સારી અસર થવા પામી નહી

— o —

## પ્રકરણ ૧૧ મુ

## ફીરોઝ બાગમાં મોટે ઘરનાં માણેક વહુની પધરામણી.

" આજે મીનુને તેની ધણીયાણી બપોરે એક વાગતે

સુરત આવી પુગશે" મનજીભાઈએ એક સવારે ટપાલ ના ચતા પોતાના વહાલાઓને કહયુ "મકનાને કહેજો કે વખત સર ગાડી સુરત લઈ જાય ને સાજે તે લોકને લઈ આવે ત્રણ કલાક તો ઘોડાની ગાડીમા તે લોકને આવતા થશે, ને મકુજી હીરાબાઈ, વહુ પહેલે દહાડે ઘેર આવેછ તેને લાયકની ખાણાની વરદી આપજો"

અને મનજીભાઇની આગાહી ખરીજ પડી હતી બે મહીના ઉપર મીનુએ જયારે પોતે માણેક સાથ અટ ાયો તેની ખુશ ખબર બાપ ઉપર લખી, તે પછી ત્રીજેજ દીવસે એક બીજુ કાગળ તેમના બેટા તરફથી આવયુ હતુ માણેક સોગમા હોવાથી લગન તદન ગુપચુપ થનાર હતા, માટે દુર સુધી તના માય બાવાએ આવ વાની તસદી લેવી નહી ફકત માણેકના મામાનુ કુટુબ ને બેચાર મીનુના દોસ્તો એટલાની હાજરીમા અગીયારીમા જઈ તે લોક લગનના ગાઠથી જોડાનાર હતા અને બીજી કશી ધધુખરની જરૂર હતી નહી બીચારા હીરાબાઇ આ કાગળથી ઘણાજ નાસીપાસ થઈ ગયા હતા, પણ તેવણ જેમ તેમ મન મનાવતા કે બાપનો સોગ તે કાઇ જેવો તેવો હોય ગમે તે કહો પણ આજે મીનોચેહેર શેઠ પોતાની ભોહરદારને લઈ ફીરોજબાગમા પધારતા હતા લગન પછી તેઓ હુના'મુન માટે એક મહીનો ઉટી તરફ ગયા ત્યાથી આ જોડુ સુરત થઇને પોતાને ગામડે આવતુ હતુ

"જુઓ સાભળો, હીરાબાઈ, આવાબાઈ, મારા કહેવા ઉપર બરાબર કાન આપો મનજીભાઇ ગભીર સાદે બોલ્યા આય જવાન બાનુ આપણા કુટુબમા પગ મુકે તેથી મારા ઘરના કાયદા અને રીતભાતમા એક તાણખા જેટલોબો ફેરફાર મને કરાવવો નથી ટાઈમસર ખાણુ, વખતસર

બંદગી, ને નિયમીત વખતે સુવા જવાના હમેશના આપણા ધારામા જરાબી ખલલ થવી જોઈયે નહી, પછી મીનુની બઈરી આપણા સાથે ભાગ લે કે નહી ”

“ઓ મનજીભાઈ, તમોને દુશમનને શુ સુઝ પરેચ તે મને સમજ પડતી નથી મીનુ લખેચ તે પરથી તો જણા- એચ કે એવી તો સતર વહુઓ આખમા ઘાલેલી ખખરે નહી ”

“હા, કારણ મીનુ તરતનો પરણેલો છે ને એ પઈસે ભરપુર છે, તેટલા એની બઈરી માટે જે એ બોલ તે ખરૂ સમજવાનુ નથી, હારા, તુ તેને પોતે જોએ તાહ સુધી જરા થોભ ”

મીનુ પોતાની સુદર બાનુને પોતાના માય બાવાને બતાવવા એટલો હરખાઈ રહયો હતો કે મહીનો દીવસ ઉટીમા ગગડી જવા બાદ તેણે માણેકને પોતાને બાપીકા મકાને ફીરોજપુર લઈ જવા માગી મુબઈ જતા તો તેણી સાવકીને પેલા બેવફા શખસનો પાછો ભેટો થાય તે માણેક ને પસદ નહતુ, એટ ે તેણી ફીરોજપુર આવવા કબુલ થઈ

અને તે નવા પરણેલા જોડાની પધરામણી આગમનન, થોડા કલાક હીરાબાઇને આવાબાઈએ ભારી ધધુંખરમા પસાર કીધા તે માતાએ બારણે બારણે તોરણો ટગાવી, આગાણામા ચોક પુરાવયા, માછલીને સેવના સગનની બબરચીને વરદી આપી અને કાઈ સતર વહુ દીકરા માટે તઈયાર કરેલો ઓરડો તપાસી આવયા મીનુએ પારસલ કરી કરીને તરેહવાર નવી નવી તરાહની સોભણશાભણની ચીજો પોતાના માતા ઉપર મોકલી તે માણેકના ઓરડામા સણગારવાની તાકીદ કરી હતી, ને પ્રમાણે વહુ માયનો ઓરડો ભલા ધનેતરની ધણીઆણીને

છાજે તેવો સુંદર ને શોભીતો મનીએ પોતાના ટેસ્ટ મુજબ સણગારયો હતો

હવે હીરાબાઈ ને નેવરૂના બેન તઈયાર થવા ગયા

હે! મોટે ઘરની વહુ આવતી હતી, એ તે કાંઈ જેવી તેવી વાત હતી! હીરાબાઈએ ઘરડે વડપણ, માર તમારે, ઝાલરઝુલરનુ ને ચટાપટાનુ બદન લટકાવ્યુ, જે સીવનાર છબીલ દરજીએ ટેસ્ટનુ પુરેપુરૂ નખોદ વાળ્યુ હતુ! જ્યારે મનીએ પોતાના મામી અને આવા માસીને તઈયાર થઈ ઠઠેરાબંધ બનેલા જોયા ત્યારે આ શયાણી છોકરીને દુખને રમુજ બને ઉતપન્ન થયા દુ:મ એટલા માટે કે મીનુએ પગ જોઇને પાથરણુ તાણવાને બદલ એકદમ મોટે ઘેર ઘુસી જઇ એક ફેશનેબલ "લેડી"ને તે લોકના સાદા કુટુંબમા લાવી આ ગામડિયા અસલી વિચારના બાઈઓને પોતાની રાબેતાની સાદાઈ કરતા પાંચ પગલા આગળ વધવાની મુરખાઈ શીખવી દીધી હતી. અને તન કરતા જે રીતનો છબરડો આ બન્ને ઉમરની પાકી થયલી બેનોએ કીધો હતો તે મર્યાદ દુ:ખને હુસવુ બને ઉતપન કરે એવુ હતુ

મામીજી, તમે છબીલ દરજીને તો કાંઈ સીવવાનુ નહી આપો તો સારૂ એના ટેસ્ટ સારા નથી, ઉલટો ખુશાલ દરજી પાળવ આય બફ રંગના બદન ઉપર લીલો પટો નથી શોભતો, ને—મહુ જે—મામીજી—તમે પટો નહીજ બાંધો તો કેવુ?" મનીએ પોતાના મામીના લાગણી સંભાળતા ધીરેથી કહ્યુ

"પણ દીકરા હવે તો બધા મોટે ઘેરનાઓ કમરે પટા બાંધીને નીકળે છ તે? એમ તો તે દહાડે જગાજીને તાહ, પારટીમા પેલી બાબુરજીની બચઇમાયબી બાંધી આવીતી કેના? શુ નથી શોભતો?"

"નહી, એમ નહી પણ—પણ—હુક બરાબર ટ કાયા નથી તેથી જરા ઢીલો પડેચ, હમણા તો કહાડી નાખો મામાજી, પછી હુ કાલે તમુને બરાબર ટાકી આપશ" અને મનીએ પોતેજ હીરાબાઈના કમરેથી પટો કાઢી નાખયો, પણ તેટલા બીજો ફ્રેસતો તઈયાર હતો હવે આવા માસી ઠઠેરો કરીને આવ્યા તેવણે સાત સેરી સુનાની હાસરી લટકાવી હતી અને કાળી કાદાબાતી સાડી પેહરી બાપ જનમમા પહેલીજવાર અલીપર ચાલ્યા હતા '

"ઓવાય મના, તુ કાય એમ સાદીમાદીને સાહેબજાદી થઇને ઉભીછ, તારી નવજોત વખતના મોતીના લુલક છે તે કાય નહી પહેરીયાને—"

"તે લુલક ઘણા મોટા છે ને લફર લફર થયા કરેછ તે બુતારા જેવા લાગેછ પણ હવે ચાલો, નીચે ગાડીનો અવાજ આવેછ" અને મની સપસપ નચ દાદર ઉતરી ગઈ તેના મામા બહારના દરવાજાના ઉબર આગળજ ઉભા હતા ત્યા તણી પણ જઇને ઉભી, આ બહારથી ઓછી ઉલટ બતાવતી છોડી, મીનુની બઇરી કેવી હતી તે જાણવાને જોવા માટે બાતેનમા સઉથી વધારે ઈંતેજાર હતી

હીરાબાઈ વહુને વધાવી સેસ તઈયાર કરવામા રોકાયા હતા તેટલા તો ગાડી બારણા સુધી ગબડી આવી, અને અ દરથી કુદકો મારી મીનોચેહેર પહેના બહાર ઉતરી પડયો

"મકના, તે કમબખતે આજે ગાડી ચલાવવામા કેટલી ધીમી રાખીતી ને બાપરે કઈ રસ્તો ખરબચરો ને ઢેકા ઢરી યાવારો થઇ ગયોચ, તુ બીલકુલ સોધી ગાડી ચલાવવાને લાયક નથી" મીનુએ ઉતરતાને વાર ગાડીવાળાને લઈ નાખ્યો

મકનાએ બે હાથે સલામ કરતા કહ્યુ "છોટા હેટ ગાડીને "તેઅર" નો ધવા નાખેલા ને આચકા હાના આવેલા" તે મનજીભાઈના કુટુબનો જુનો નોકર હતો અને પાછળથી તે બીજા નોકરો વચ્ચે કહ્યુ તેમ "છોટા હેટ" એ તેને જીદગામા પહેલાજ વાર હડધુત કીધો તા

"તુને મુસાફરી શુ ઘણી થાકવી નાખનારી લાગી, મોનુ?" તેના બાવાએ એક ડગલુ આગળ ભરતા કહ્યુ

"હા, પણ કોણ તમે છેવો કે બાવા, કેમ છેવો, ને મની તુબી સારી છે કે? મે તો તમુને જોયાજ નહી બાવા, અહીનો રસ્તો એવો ખરાબ થઈ ગયોચ કે મારી નાજુક નાયેક તો બીચારી અરધી થઈ ગઈચ" ને પછી તેણે ગાડીની અદર હાથ લબાવી કહ્યુ "ચાલ, માણેક ડીઅર, આપણ અતે ઘેર આવી પુગાચ"

ભારી શાલ દુશાલામા લપેટાયલો એક પાતળો આકાર હવે ગાડીના અદરથી નીચે ઉતર્યો ને સીધુ ઘરની અદર ચલાવ્યુ

તેણીના ધણીના અવાજે તેણીને આગળ વધતા રોકી

'માણેક'—મારા બાવા!"

તેણી થોભી ગઈ, અને પોતાની કાળી આખોથી મનજી-ભાઈનો સાદા પહેરવાસનો દેખાવ અજાયબી સાથ જોવા પડી પણ ગભીર અદાના ચેહરા ઉપરની બુઝરગી ભરી લાબી દાઢી ને નરમ આખો જોતાજ તેણીને અચકાતા અવાજે હાથ લબાવી કહ્યુ

'માફ કરજો, મે તમુને જોયા નહી, હુ ઠડીથી એટલી ઠરી ગઈછ કે મને એકદમ બધબસ ઓરડામા જવાને ગમશ"

તેણીના સસરા ખરા દિલથી પોતાની વહુ માયને આવ કાર આપવા જતા હતા તેટલા મીનુ બોલી ઉઠયો "અરે હા, ડીયર, તારે તો એકદમ અંદર દિવાનખાનામા આવવુ જોઈયે ગુજરાતની ભારી ઠંડી તુને ખમવી ઘણી મુશકેલ છે" અને તુરત માણેકને તે અંદરના ઓરડામા લઈ ગયો, તેણીને મોટી નરમ ખુરશી ઉપર બેઠક આપી, તેણીના પગ પાસ નાનુ કુશનવાળુ સ્ટુલ મુક્યુ, અને તેણીનો બે.આ શાલ વગેરે કાઢવાની તજવીજ કીધી

પેલી તરફ મનજીભાઈ પોતાના ડીરાબાઈ અને આવા માસીને વહુની પધરામણીની ખબર કરવા ગયા અને મની કાંઈ મદદ કરવાને મકસદે પેલા જોડાની પછવાડે ઓરડા અંદર દાખલ થઈ

"મને એકલી રહેવા દેવો, એમ વરગ વચર ના કરો, હુ મારે કાહરી લેવશ મનીએ પેલી તુરતની પરગેલી મીનુની બઈરીને બોલતા સાભળી

"મને એકદમ ઉપર મારા ઓરડામા જવા ગમશે. મારી લુઈઝા કહા છે?"

"હુ તારી આયાને બોલાવશ, મારી મીઠી! એ કોણ મનીજેહ કે" અહી પોતાની પિત્રણને જોઈ તે બોલી ઉઠયો "તુ કોઈને કહેશે જરા કે માણેકબાનુની આયાને અહીં મોકલે ને હમારે વરે ઓરડો કીયો તઈયાર કીધો ય?"

"ઉપર જતા, જમણે હાથનો પહેલો ઓરડો" અને મની, લુઈઝા આયાને બોલાવવા બહાર પડી

"એ છોકરી કોણ?" તેણીએ માણેકને બોલતા સાભળી આ સવાલે મનીને ખચિત દુખ ઉપજયુ શુ મીનુએ તેણી પિત્રણની હસતી ફીરોઝ બાગમા હતી એટલુ વટીક પોતાની

બઇરીને કહયુ હશ નાહીં !

દાદર ઉપરજ તેણીને હીરા મામી ને આવા માસી મળી ગયા મીનુના માય સેસની ડાળી લઈને હર મબર ઉત-રતા હતા "ઓ મામીજી, એ લોકો આયા" ઉલટમદ મની બોલી ઉઠી 'ને મીનુની બઈરી બચીત ઘણીજ ઘણીજ ખુબ-સુરત છે શુ સરસ એના બાલની ફેશન છે ને કેવો મીઠો ચેહેરો છે, પણ તમે લોકો જલદી કરોની, આવતી વહુને તો ઉબર ઉપર વધાવી લેવી જોઇયે'

તેઓ ત્રણે જણ હવે સામટા નીચે ઉતરયા સામેથી માનુ લગાર કટાળેલા ચેહેરાએ તેઓ તરફ આવતો જણાયો, પણ પોતાની વાહલી માતાને જોતા ન હરખભર આગળ દોડી આવી હીરાબાઈને ભેટી પડયો

"લેવો માયજી, હુ તો હવે પરણીને પરવારી ગયો"

હીરાબાઈએ સેસ મનીના હાથમા મુકીને પોતાના એક પુરા રોશન ચેરાગને કરાર દઈને ઓવારણા લીધા 'જીવતો રહેજે મરૂ ને ઘરડો ડોસો થજે તે માતાએ ખરા દીલથી દુવા ગુજારી 'તારા ધણીઆણી કહા છે દીકરા, મારા વહુ માય?"

મીનુએ ગભરાયલી નજરે પેલા સેમના ગજાવર ખુમચા તરફ જોયુ રખે તેના માય પેલા લાલ કકુથી માણેકનુ રૂપાળુ કપાળ ખરડી નાખવા માગતા હોય 'મકુજ માયજી, બિચારી મારી માણેક ઘણી થાકી ગઈછ, ને એ કોઈબી દહાડો ગુજરાત તરફ આવેલી નહી ને આપરી તરફની ઠડી એનથી ખમાતી નથી, તેથી એને હમણા સતાવ્યે નહી તો સારૂ ને વળી એને બિચારીને હજુર પાતાના બાવાનો શોક ઘણો છે, તેથી સેસબેસ માડી વાળો તો સારૂ અહિ મીનુએ મની તરફ

ાદદે આવવા એક નજર ફેંકી કે તે ચચળ નાર બોલી 'હા મામીજી. હુ બા તેજ કહુ છ, ઉંબર ઉપર વધાવી લીધા હતે તો જુદી વાત હતી, હવે તો રહેના દેવો' ને મીનુની ખુશાલી વચે તેની પિત્રાણ સેસ બીજા ઓરડામા મુકી આવી

'લેવો માયજી, આય તમારા વહુમાય' મીનુ મગરૂરીથી ઉછલતે હઈયે પોતાની સુદર બાનુને હીરાબાઈ આગળ લઈ આવ્યો

સાસુજીએ મોટે ઘ ની વહુમાયને વધાવી લેવા આગળથી ખાસ બોલો મોહડે ગોખી રાખયા હતા, અને પોતે કેવી તેણીને પાસામા ચાપી તે માય વગરની છોકરીના ખરા માયની જગા રાખસે વગેરે બોલનાર હતાં, પણ માણેકના ઠસ્સાભર્યા ને લાગણી વગરના ઠ ડા ચેહેરાને જોઈ તેવણ ડપકાઈજ ગયા વળી અધુરામા પુરૂ, આ જવાન પરણેતરનાં આગમા કાળી સાડી જોઈ તેવણનો જીવ તદન સુગાઇ ઉઠયો, ને માણેકે લાબો ધરેલો હાથ ફકત શેકહેંડમા લેવા સીવાય તેઓ વધુ કોઇબી રીતે પોતાનો ઉબરો બતાવી શકયા નહીં

ખચીત માણેકમા ને તેના સાસરીયામા આસમાન જમાનનો ફરક જણાતો હતો. કહા આ ખુલ્લા માથાની ટીપટાપી, ફેશનેબલ, નાજુક સુદરીનો મોટાઇભર્યો ઠસ્સો ને કહા તે બિચારી ઓલ્યા ગપાટ જેવાં નીદાર તુલીકના માથામાના વાળી ઉમરે પુગેલી બે બેનો' આવકારના બોલોના જવાબમા સેહેજ હસી, માણેક પોતાની ખુરસીમા બેસી ગઈ, અને સરવેને લાગ્યુ કે જે ઉલટમદ ખુશાલી તેઓમા વ્યાપી રહી હતી તે વહુ માયને જોતા વધવાને બદલે તદન ઠડી મારી ગઈ હતી.

ખાણુ તઈયાર થતા તેઓ બધા ટેબલે ગોઠવાયા વહુ માય જેવાને તેવા ચુપ ને ઠડાજ હતા, ફકત મીનુ કેવો-

એક ખુશાલ હોય તેમ ટેબલ ઉપર મોટે મોટે સરવે સાથ વાત કરતો તેણે ઉટીના પોતાની મુસાફરીના દાસતાનો ચલાવ્યા, ત્યાની કુદરતી લીલા ઉપર તરેહવાર સરેહ લગાવી અને વચોવચમા માણેકને વાતમા રોકવાને મકસદે તેણીને કાઇને કાઈ વાતમા સાહુદત પુછતા પણ બધો વખત માણેકબાઈ, "હું" "હા," "નહી" સીવાય વધુ કાઈબી બોલવાને અખાડા કરતા

"અમે વાલકેશવરમા બગલો લીધોછ, માયજી, મારી માણેકે ને પોતાના ટેસટથી સણગારાવયોછ, ત્યા અમે જઈને રહીયે પછી તમેબી થોડા દહાડા તમારા વહુ દીકરાને તાહુ આવજો, તમે તો કઈ જમાના થયા મુબઈ નથી ગીયા તે તમુને તો ઘણુ ગમશે"

"ઓ મારા દીકરા, તમુને ઠરીઠામ થતાજ હજુર કેટલો વખત લાગશે ને તમે કેટલા રોકાયલા રહેશો તેમા મારા જેવીપર કહા ધ્યાન આપો!"

"મારા મુરબ્બી જેવા માયજી ઉપર ધ્યાન આપવા જેટલીબી મને ફુરસદ નહી મળે, એમ હોય!" તે તાબેદાર બેટાએ તુરત કહયુ "ને મારી માણેકબી સાથી કેટલી ખુશી થશે" અને તેણે પોતાની બઈરીને કોઈબી રીતે વાતમા રોકવા તણી તરફ નજર ફેકી પણ બાનુ માણેક તો આ વખતે પોતાની પલેટ ઉપર પડેલા બુચકલા જેટલા પાઉંના ટુકડા સાથે રમત કરતા હતા, અને તેવણે આ વાત કશી સાભળીજ નહી હોય તેમ ચુપ બેસી રહયા

"અને મની, તુબી દીકરા આવજે હ' માંનુએ પોતાની ફજેતી ન બતાવના મોટે મોટે બોલવાનું ચાલુ રાખયુ "તુને તો મુબઈ વણુ ગમશે, માણેક, તે કદી એવુ સાભરીયુચ કે પોતાની આખી જીદગીમા સુરતથી દુર, આય મારી મની ગઇ નથી"

"તમારા પીત્રણ?" માણેકે કાંઈબી બોલવું જોઈએ કરીને કાસીને પુછયુ "હા, કાય માણેક, મે તુને મારી મનીજેહ સાથે ઈનત્રોડયુસ નહી કરાવી કે? હુ તો ભુલીજ ગયો અમારા ફીરોઝબાગનો એતો વાજતો ઘુઘરો છે, "નહી વારૂ બાવાજી?"

"મનીજેહ, ફીરોઝબાગમા એક મોટા આશીરવાદ જેવી છે" મનજીભાઈએ ખરા દીલથી કહ્યુ

- "એટલે હુ તો તદન વટાવમા" મીનુ ખરખર હસતા બોલ્યો "માણેક, જરા મારા બચાવમા તુંબી તો કઈ બોલ?"

"મારા વહાલા દીકરા," તેની રમુજ ગંભીરાઈથી ઉચકી લેતા હીરાબાઈ બોલ્યા 'તારા બાવાની મતલબ એમ બોલવાની નથી, બધા જાણેચ કે તુ એક કેવો ખરેખર તાબેદારને અસરાફ દીકરો છે ને તારા જેવો ભલા દીલનો છોકરો જે મા બાવાનો કાળજીવાલો હોય તે પોતાની બઈરી નેબી સુખીજ કરવાનો" અને આ માતાના પ્યારના ઉભરાના સુખુનોથી માણેકના ચેહેરા ઉપર સેહેજ રતાશ વાઇ આવ્યો

"ચાલો બા માયજી, તમે એમ તો મને છાપરે ચઢ-ડાવી મુકશો પણ હા, આપરે ફીરોઝ બાગની વાત કરતાતા મની, તુ સવારમા મારી વાઈફને આપણા ફીરોઝપુર ગામડાની બધી કુદરતી ખુબસુરતી બતાવવા હમારી સાથે આવજે જે જે ઝાડ તે રોપ્યાછ ને આપરી માનીતી બેઠકને પેલા પુલપરથી આવતા ધોધ એ બધુ તુ સાથે હોશે તો જોવાની મજાહ પડશે—"

"મને આરી ઝાખરા જોવાની મજાહ નથી," માણેકબાઈ બોલ્યા "ને હુ નહી ધારતી કે તમારા ગામડાની આવી ભયકાર ઠડીમા હુ જરાબી ઘેરની બહાર નીકળી શકુ."

હવ મીનુ ઝ ખવાયો અને બાકીનુ ખાણુ લગાર ચુપકીદીમાજ પુરૂ થયુ

—— o —— —

## પ્રકરણુ ૧૨ મુ

———

### મની અને માણેક

હવે મની, હીમત પકડી દીવાનખાનાની ખુરસી ઉપર અરધી અધેલાઇને પડેલી માણેક તરફ ગઈ તેઓ બને લગભગ એકલા હતા હીરાબાઈ અને આવા માસી રાએતા મુજબ નોકરોને ખાણુ આપવા કે સવારના નાસતા માટે રાખવા જોગુ પીજરામા ઉંચુ મુકાવવા વગેરેના કામમા રોકાયા હતા મીનુ પોતાની માણેકનો ઓરડો બરાબર તૈયાર હતો કે તે જોવા ઉપર ગયો હતો અને મનજીભાઈ વરનદા ઉપર ભારે વિચારમા ફરતા હતા એટલે મની ને માણેક એકલા પડયા

ત ખુબસુરતીની પુતલી તરફ મની વખાણથી જોતી નજદીક ગઈ "તમે ઘણા થાકી ગયલા લાગોચ આએ મુસા ફરી તમુને ઘણી લામી લાગી હોશે હમણા તમુને ઠીક લાગેછ?" મનીએ પુછયુ

"હા, થેકયુ" તેણીએ ઠડો જવાબ દીધો

"સવાર પડતા તમુને ઘણુ સારૂ લાગસે ને બધી થાક ઉતરી જશે તમુને અમારૂ ગામરૂ ગમેચ?"

"હુ કેમ કહી શકું—મને તો નથી ગમતુ."

"ઓ, એમ સાભળીને મીનોચેહેર નો ઘણા દલગીર થયા હશે."

"કોણ જાણે, મેં કાઈ હજુર તેવાણુને કહયુ નથી"

"કેમકે એવણુને અહીં ફીરોજપુરમા રહેવુ પડશે, એ ગામડુ' એવણુની માલેકીમા આવશે ત્યારે"

"હું !" આ એટલો ઠસ્સામા હુંકારો મેલાયો કે મની બે પળ ચુપ થઇ ગઈ. થોડે વારે અંતે માણેકેજ કંટાળીને પુછ્યું'

"તમે અહીં આખો દહાડો શું કરોછ?

"ઓ ઘણુ બી, આવી મોટી જાગીરી ઉપર તો ઘણું કામ હોય. બધા ખેડુતો પાસથી નાણા વસુલ કરવા, તેનો હીસાબ રાખવો બાગ બગીચા અને આપણી ખેતી ખીલવવા માટે તો સવારથી સાંજ સુધીની દેખરેખ જોઇયે ને બીચારા હીરા મામી ઘણુ બહાર નીકળતા નથી પણ હું ને આવા માસી તો હરરોજ ડુમસ કે હજીરે અથવા સુરતની સડકે ગાડીમા દુર વેર ફરવા જઈયેછ.

"ને કેઠબી જવા માટે આય ભયકર રસ્તા પરથીજ જવાનુ કે?" માણેકે ટણકામા પુછ્યુ મણીનો ચેહરો ઊતરી ગયો.

"એ તો શરૂઆતમા તમુને એમ લાગેછ." તેણીએ ધીમેથી શરમાતા કહયુ. 'પણ તમે સવારના જોશો તો એની ચોબાજુ લીલાલહેર ખેતરો વચેથી ચાલવાનુ ઘણુ ખુશનુમા લાગેછ.

"તમારા નજદીકના પડોશીઓ કોણ કોણ છે?" બાનો સવાલ મુકાયો "અમારી જમણી બાજુએ ત્રણ માઇલ ઉપર જામાસ્પજી જાગીરદાર ને તેવણના ઇરાની ધણીયાણી પોતાના કુટુંબ સાથે રહેછ. તેવણથી થોડે દુર જામાસ્પજીના બેન નાનીબાઈ શરાફ રહેછ, તેવણના વર પાચેક લાખની દોલત મુકીને બીચારા ગુજરી ગયાછ આ તરફથી બધી ડુમસની વસતી આવી ને કોઈ કોઇવાર સુરતથી ને મુંબઇથી શેઠીયાઓ અમારા તરફ શીકાર કરવા ઉતરી પડેછ. કારણ અમારા જંગલમા પુશકળ હરણ છે

માણેક તદન ચુપ બેસી રહી

"વળી દર હુમકારે અમે આદરીયાનમા જવા ફુમેશ જઈયેછ—"

"અને એ તમારૂ આદરીયાન કહાં આવ્યુ ?"

"ફક્ત અહીંથી ત્રણ માઈલપર"

"ઓ માઈ, તન માઇલ સુધી આવા ઝુકેયાણા રસ્તા પર ગાડીના ખખગાટ અને આચકા ઉંચકીથી તો મારી કમ્મરના ટુકરા થઈ જાય" તે આ નાજુક બાઈએ એમ બોલતા પોતાની શેલ વધારે મજબુત લપેટી માથુ પાછળ નાખી આખ વીચી દીધી, પણ થોડેવારે અચીતી કુદીને ઉઠતા તેણી બોલી :—

"હુ ઓરડામા જઈને સુઈ જવા માગુચ, જરા હીરા બાઈને કહેજોની કે હુ થાકી ગેઇતી તેથી ઉપર ચાલી ગેઈચ"

પણ આ વખતે દરવાજો ખોલી મીનુને તેના મા બાવા અંદર આવ્યા

"કેપટન, હુ ઉપર જાઉંચ, મારૂ માથુ સખત દુખેચ"

એક પલકારામા તે જવાન તેણીની બાજુમા આવી ઉભા

"મારી મીઠી માણેક, તારૂ માથુ દુખેચ, હુ કોલન-વાટર મગાઉં ?"

"નહી, એવી કંઈ તસ્દી લેતાજ ના ચાલો સાહેબજી, હુ ઉપર જાઉંચ" ને બધાને એકજ સાહેબજીમા પતાવી તેણીએ દરવાજા તરફ હેરીયુ લીધુ

"માણેક હુ તારી સાથેજ આઉંચ"

તેણી થોભી ગઈ, "નહી કેપટન, મારી આયા મને રસતો બતાવશે, તમારી જરૂર નથી, ને હજુર તમુને તમારા માય બાવા સાથ વાત કરવાની હોશે"

"તારા જીવને અસુખ હોય માણેક, તારે મારા જીવને કેમ ચેન પડવાની હતી, ડીયર, ચાલ હું તારી સાથે આવુંચ"

અને મની પોતાના જવાન પિત્રાઈની તેની ધણીયાણી તરફની આ અથાગ ફીદાગીરી ઉપર મનથી વખાણ કર્યા વગર રહી શકી નહી, પણ માણેકની ઉપર કશીબી અસર થવા પામી નહી

તે જોડાને બાહાર નીકળતા જોતા બધા ગુપચુપ ઉભા રહી ગયા, અને વહુ માયના આવ્યા પછીની આ પહેલીજ તકે તે ચારે જણ એકલા પડયા ચારેના દિલમા વહુ માટે એકસરખો વિચાર બરપા થયો હતો પણ તઓ એકમેક આગળ કબુલવા અચકાતા હોય એમ જણાતુ

"મીનુ તો જીભરાયો તદન એના ઉપર ફીદા થઈ ગીઓચ" તે માતા લગાર અદેખાઈથી બોલ્યા

"એ ઘણી ખુબસુરત છે તેમા તો કાઈ શક નથી" બુઝરગ મનજીભાઈ બબડયા.

"ઘણીજ ખુબસુરત, મામાજી, એવી બ્યુટી તો મેં આજવેર જોઈ નથી" મની બોલી.

"પણ એ આપણા મીનુને કેપટન કાય કેહતી હશે" આવા માસીએ ઉમરો કાઢયો "જીભરાયાને મીનોચેહરજી કહીને કેહવુ જોઈયે કેની ?"

"એ તો હજુર નવુ સવુ છે તેથી બિચારી શરમાતી હોશેરે" સાસુજી બચાવમા બાહાર પડયા "કોઈ જેવી હોય તો બુઢા સાસુ સસરાની દરકાર નહીં કરે ને વર સાથે તરે હજાર નખરા કરે, તેનાથીને તો એવી શરમાલ સારી"

"મીનુ, ખચીત કેવો મગરૂર દેખાયછ, એવી ખુબસુરતી તો એને કદીબી આપણામાથી મળી આવતે નહી" મના બબડી.

"એ જેટલી ખુબસુરત છે તેટલી મીનુની હાલત હુ દયા ઉપજાવવા જોગ માનુચ" મનજીભાઈએ કહયુ "પણ જા દીકરા મનીજેહુ, ઉપર જઇને જરા હીરાબાઇને નામે પુછી આવ કે માણિકમાઇને જોઈતી ચીજ બના છે કે, કંઈ કશુ જોઇતુ હોય તો જણાવે"

"મામાજી, મીનુ ત્યા છે એટલે મારી શી જરૂર છે? મની ઉપર જતા ઓસકાઈ

"નહી, દીકરા જરા મારે બદલે જઈ આવ માથુ દુખેચ તે પુછતી આવ કે ગરમ ગરમ સુઠને લવ ગ દારૂમા ઘસીને ભાઉ ?" હીરાબાઈએ મનીને ઉપર મોકલી એટલે પગથીયે મીનુ આવીને ઉભો મનીએ જો તેમ તેના ચેહેરા ઉપર કટાળાની નિશાન હતી પણ પોતાની પિત્રાણને જોઈ તે ખુશ મીજાજે બોલ્યો

"કેમ મની, તુ બી આટલી વહેલી બિછાને જાએચ કે?"

"નહી, હુ તો જરા પુછવા આવની હતી કે માણિક બાનુને કાઈ જોઈએ—"

"કવી મારી હમેશની ભલી મની! જા જરૂર જઇને પુછ દીકરા" અને પછી પોતાનો સાદ નાખી દેતા તેણે કહયું "જોની, એ જરા લાબી મુસાફરીથી થાકી ગઈચ તેથી જરા—જરા કટાલેળી લાગેચ વરી અહી બધા તદન નવા સગાઓ વચ્ચે એ ગભરાઈ ગઈચ, પણ તુ એનાજ ઉમરની જવાનને ખુશમીજાજી છે તેથી એ તારી સાથે મળી જશે. મારે ખાતર મની, મારી વાઈફની ઘુ મોટી દોસ્ત થજે" અને મીનુ દાદર ઉતરી ગયો.

માણેકના બંધ દરવાજા ઉપર મનીએ ટાચા ઠોકયા અને મનીને લાગ્યું કે અંદરથી અવાજ આવ્યો "કોણ ?" જવાબમા તેણી ધીરેથી દરવાજો ખોલી અંદર ગઇ પણ શું તેની અજાયબી ! તેણીએ વકી રાખી હતી કે માણેક વિચારવંત હાલતે ત્યાં એકલી બેઠી હશે, તેના બદલ તે મોટે ઘરની સુંદર નાર, ટેબલ ઉપર પોતાનું માથું પટકી જીગર તુટી જાય એવા બેઅખત્યાર ડુસકાં ખેચતી હતી એક મીનીટ સુધી મની ઠસ થઈને જોતી ઉભી પણ પછી તેણીએ ચુપકીદી-માંજ ત્યાંથી ચાલી જવાનું કર્યું, મગર તેણીની સેહેજ હાલ-ચાલથી માણેકનું ધ્યાન ખેંચાયું અને તેણીએ માથું ઉચકી ઉપર જોયું

"શું કહેવોચ ? તમુને શું જોઈએછે ?" આ સુંદરીએ પોતાની નબળાઈ કોઈ બીજા પારકાની નજરે પડેલી જોઇ ગુસ્સાથી ઉછળી ઉઠતાં પુછયું

"હું ઘણી દલગીર છેઉં, માણેકમાનુ, પણ મને એમ લાગ્યું કે મારી હાજરી માટે તમે વાકેફ હતા"

"તમુને કાંઈ કહેવું ચ ?" માણેકે પાછું પુછયું

"હીરાબાઈએ કહેવાડયું ચ કે તમુને કાંઈ જોઈએચ ?"

"નહી, કંઈબી નહી, સીવાય કે મારી આયા અને તેને તો હું ઘંટ વજાડીને બોલાવી લેવશ મેહેરબાની કરીને મારે વરે કંઈબી તસ્દી લેતા ના"

આ બોલો મનીને ત્યાંથી રૂખસદ આપવા માટે ખુલ્લા હતા પણ તે જવાન છોડી ત્યાંથી ઉઠી નહી ફીરોઝબાગના વારેસ બેટાની આ નવી પરણેતર, આ પ્રમાણે એક હીણભાગ્ય ઓરત જેવા કલપાંતે પોતાના ઓરડાના એકાંતમાં રડે એ શું ન સમજ પડે તેવો જુલમાટ હતો જે પેહેલવાન જેવા જોરેમંદ બદનો ને ભલા ઈંગ્રેજને બાજુ બેસાડે તેવા સોહામણા ચેહેરાનો

અસ્મીલ અસનાફ નેકબખ્ત બેટો કે જેને પરણવા માટે આખા ગુજરાતની ભલા ધનેતરના ઘરની બાનુઓ પોતાના ધન ભાગ્ય સમજતે, તેવા એકની બાનુ, આવા જીગરતોડ ડચકી ખેચે ? એનો સબબ શુ ? પોતાના દેખાવળા પિત્રાઇને કોઈ ચાહી શકે એ તો ગોયા મનીના માનવામા આવ્યુંજ નહી અને તોબી તેને લાગ્યુ કે પોતાના ખેશ ખેશાવદો દુરના મુલકમા છોડી આવેલી. આ ગાહિત ને સગાઓ વચે આવેલી સુંદરીને તેણીના દુખમા એકલી પડતી મેલવાના કરતા, દીલસોજી બતાવવાનો તે વખત હતો અને તેથી મની હિમ્મત ધરી તેણીની નજદીક ગઈ

"ના રડો માણેકબાનુ ! મારા વહાલા બેન, તમે શુ કામ એટલા દુખી દેખાવોછ. મને નહી કેહો ? અમારા બીનુ તમુને એવી હાલતમા જોશે તો તેનુ જીવતર બરી જશે"

માણેકે પોતાના ગમગીન આખો ન બોલતી બાળ તરફ અજાયબીમા ફેરવી, તેણી તરફ આટલી દીલસોજી ધરાવનાર બીજી કોઈબી તેણીની ઉમરની જવાન નાર આજ સુધી તેણીને મળી હતી નહી તેણીની ખાસિયત સાધારણ રીતે ઘણી મગરૂર ને પારકાઓ તરફ તુંદ હતી પણ તેણીની જોડેજોડમા આવી ઉભેલી મનીની બલુ આખોમા માયા ને મમતાના મીઠા કીરણો જોતાજ કાઈ અજબ લાગણીથી ને એકેદમ તેણી તરફ ખેચાઈ અને ફરી એકવાર વધારે જોસથી માણેકના ડચકિયા શરૂ થયા

આાહ ! ઓ મોટે ઘેરની લાડલી ! જીગર તુટી જાય એવા ડચકા ખેચવાને તુને ખરેખરો સબબ હતો

જે રીતે તેણીનો ધણી તેણીનો પડયો બોલ ઝીલી લેતો, જે રીતે તે આ સુંદરીને પોતાના તનોજાનથી ચાહતો અને તેણીનો એક સખુન તે પોતાના કાયદા બરાબર ગણતો

એક શેહેનશાહબાનુ જેવા તેણી ઉપર ઓઢાવ પાથરાવ થતાં, અને તે બધાના બદલામા આ છોડી તે ઉમરાવ દિલ ધણીને પોતા તરફથી શુ બદલો આપતી હતી? તુમાખી અને કરડાઈ સીવાય તેની તરફથી બીજું મીનુને મળતું હતુ નહી, અને એકલી પડતા નાજુક ઓરત જાતના ખવાસ પ્રમાણે તે ઉપર વિચાર કરી ધોધમાર આસુએ રડતી અરે! કોણ આવી રીતે તેણીને ચાહી શકે? કોણ તેણીની સવારથી સાંજ સુધી એવી ખરા દિલની પુજા કરે? અને તે છતા આ એક માસના મન ચાહી શકે? એવા આલા સુખમા તેણી નજર આગળ માત્ર એકજ ઓળો ભમયા કરતો હતો અને તે શેઠ ખાનદાનનો લવજી હતો!

હવેજ છેક ઘણે મોડેથી તેણી જાણવા પામી કે તે નેક ખાસલત જવાનને તેણીએ ઘણી નીચ રીતે ઠગ્યો હતો હવેજ તેણીએ જોયુ હતુ કે તે નહી માફ થઈ શકે એવો ગુનાહ હતો, અને તેની શિક્ષા બદલ માણેક, એક બીજા સમુદર જેટલા આસુ ખેરવે તોપણ તે ઓછા હતા!

આ લાડ અને મોટાઈમા ઉછરેલી છોડીએ પોતાની તુમાખીથી આજ સુધી પોતા આસપાસ કોઈબી દીલસોઝ સાહી મીતીઓ બેસી લેગી કરી હતી નહી, અને આજે એકાદ બે કલાકના ટુંક અરસાની ઓળખમા આ છોકરી તેના દુ:ખમા શરીક થવા, તેને દીલાસો આપવા, આવી મમતાને માયા બતાવતી તેની પાસે આવીને ઉભી એ ખ્યાલથી જોસબધ આસુઓ તેણીના ફીકકા ગાલ ઉપર સરી પડયા

પણ પોતાની નબળાઈ ઉપર કાબુ મેળવતા તેણી પાછી સાવધ થઈને અછાડ મારી આસુ ખખેરી કાઢતા તેણી બોલી —

"એ તો—એ તો જરા હુ મારી લાબી મુસાફરીથી થાકી ગઈછુ તેથી મને કઇ સુઝ પડતુ નથી દુખી? નહીરે,

તેવુ કઈ છેજ નહી સવારના તો હુ તદન સારી થઈ જવશ ”

“ તદન નવા ઘેરમા નવા આદમીઓ વચ્ચે તમોને ગભ રામણ થતી હોશે, માણેકબાનુ, પણ મારી ખાતરી છે કે તમા । ખાવિદના સગાઓ તમુને સુખી થવલા જોવાને પોતાથી બનતુ કરશે

મનીના આ ભોલા શબ્દોથી ફરી માણેકની આખમાથી રેલ ઉતરી આવવાની તઈયારી જણાવા લાગી, પણ મનપર કાબુ રાખી તેણી બોલી —

“ મનીજેહ, મને હમણા માફ કરો હુ એકલી રહેવશ તા મને ઠીક લાગશે ”

“ ત્યારે હુ જવશ, સાહેબજી, મારા વહાલા બેન ” અને મનીએ શેકહેડ માટે હાથ લબાવ્યો

માણેકમા જે સારી લાગણી હતી ત એકદમ ઉભરી આવી અને આ ગામડેની નવી થયલી પિત્રાણના મના ઉપર એકદમ હાથ મુકી તેણીએ ઘણા વાહાલથી મનીના ગાલ ઉપર કાન લીધી

“ ગુડ નાઈટ, મનીજેહ, મારી ખાતરી છે કે આજથી તુ મને હનેશ ગનરો અને કાલથી તુ મારે માટે નવોજ વિચાર બાનશે ” અને ને મને છોડીઓ છુટી પડી



## પ્રકરણ ૧૩ મુ.

---

# નવી વહુનું જુનુ સાગરૂં

બીજી સવારે મની રામેના મુજબ વહેલી ઉઠી બાહાર બાગમા નીકળી ગઈ રાત્રે મીનુની પરશેતર સાથ તેણીએ ધાસ્તીની શરૂઆત કીધી હતી અને તે ઉપર તેણી વિચાર કરતી આગળ ચાલ એના એવા ગજાવર દુખના ઉબરાનુ કારણ શુ હશે? એમ તો કદી બનેજ નહી કે તે આવા સોહામણા નેક ખાવિંદને ચાહતી નહી હોય, અને ત્યારે બીજુ કારણ શુ હોય? ગમે તે હોય પણ આ ફ્રેશીનની પુતળીની ખરી સાહી થઈ રહેવાનો મનાએ કસદ કીધો

થોડુંક ચાલતા તેણીએ મીનોચેહેરને ગજવામા હાથ નાખી ચોપાસ નજર ફેરવના ફરતા જોયો "ઓહો કોણ, મની, તું કે? સારૂ થયુ તું બાહાર આવી તો, મને કોઈ સાથેબી વાત કરના ગમશે કેવુ ખુશનુમા આપણુ ફીરોઝ-પુર થતુ જાયચ, હે? એ તારા કરવઈયા હાથની ખુબી છે છેલ્લી વખતે મને બાવા કહેનાતા ક સેકડે પચાસ ટકા જેટનુ વ્યાજ એની ઉપજમાથી નીકળી રહેછ, કેવી ખુશીની વાત!"

"હા, બાવાએ સાચ્ચુ તે હુવે દીકરાજી ને તેવણના મોટે ઘેરના ધણીઆણી વાપરી ખાશે, કેમ? મનીએ હસીને પુછ્યુ

"મની, તુ શું મારી માશુકની અદેખાઈ કરેછ?"

"આવી એક ગુલછરીના કુમળા છોડ જેવી સુંદર છોક-રીની અદેખાઈ કોણ નહી કરે? પણ મીનુ તુ ધારેચ ક તારી વાઈફ તદન સુખી છે?"

મનીના આ અચબુચા સવાલથી મીનુ લગાર ઝબવા-યલો લાગ્યો

"એ તો વાત એમ છે દીકરા, કે એ આપણા લોકોથી તદન જુદીજ રીતે ઉધરીછ તેથી અહી એને બધુ નવુ ને વસમુ લાગેચ પણ હુ એમ કહેતો'તો કે આપણે ત્યા સુવા જવા અગાઉ આગળની માફક બદગી થાયછ કે ?"

"હાજ તો! એ સવાલજ કેવો ?"

"પણ મારી માણેકને કઇ એવામા ભેળાવાની આદત નથી, અને એ નહી નીચે ઉતરે તો કાઈ હરકત નહી કેનો ? બાવા કાઈ એની હાજરી માટે ખાએસ તો નહી કરેની ?

"હુ ધારૂ છ, મીનુ, કે બીજા કાઈ ફેરફાર આય ઘરમા થઇ શકશે, પણ બદગીના ધારામા મામાજી કદીબી ફીરોઝબાગમા વસનારાઓની ગફલતી લઈ ચલાવનાર નથી, પણ કાય, તમારી માણેક કાય નહી તેમા ભાગ લેવા આવશે ?"

"કારણ કે આપણે ગામડાના આપણા ઘેરમા જેમ આતશ સળગાવીને બધા સામટા નેયાએશ કરવા બેસીએછ તેમ મુબઈમા મોટે ઘેરમા ખાસ થતુ નથી, ને મારી બઈરીને તેવી આદત નથી. પણ વારૂ તારી વાત કઈ મને કહેશે ક નહી ? યાદ રાખ, મારો મની કે હુ તારૂં કઈ જેવે તેવે ઠેકાણે થવા દેનાર નથી, હજુર તુ ગામડાની બાહાર નીકળી નથી, એટલે તુને સુધરેલી લાઈફનો આઈડીઆ નથી જાગીરદારનો રતનશા તુને ગમતો હોય એમ લાગેછ ને એ છોકરો ફાકડો છે પણ હજુર કોઈ મુબઈના સારા ખાનદાનમા તારૂ થતુ હતે તો હુ વધારે ખુશી થતે, એ રતનશાહને તો એના ફુવાએબી કરી લીધોછ, નહી વારૂ ?

"હા, એના ફુવા પાચેક લાખ મુકી ગયાછ અને તેનો માલેક એ થયો હોય એમ સમજેછ, પણ મીનુ તમુને એ રતનશાહ માટે કેવો વિચાર છે ? મનીએ પુછ્યુ

'છે. છોકરો ચબરાક દેખાયછ એનામા ધરપચ ઘણી છે બિચારા એના મોટા ભાઈ મેહેરનોસમા કાંઈ પાણી હોય એમ દેખાતુ નથી બેમા તો રતનશાહ સારો જણાયછ

મનાના ચેહેરા ઉપર રતાસે ચહડ ઉતર કરયા કીધો, પણ તેણીએ કશો જવાબ દીધો નહી

રાએતાની લટાર લઈ તે બને પિત્રાણ ભાઈ બેન ઘરે પાછા ફરયા

સવારની નાસતાની ટેબલ ઉપર આયા લુઈઝા ખબર લાવી કે તેણીની શેઠાણી હજુર બિછાનામા હતા અને નાસતા માટે નીચે આવી શકશે નહી

બિચારી ઘણી નાજુક છે, હજુર તો કાલની થાક ઉતરી હશે ભલા હીરાબાઈ બચાવમા બોલી ઉઠયા

બપોર પડતા દીવાનખાનામા બારી આગળ પોતાનુ વાચવાનુ લઈને બેઠેલી મનીને કાંઈ અસાધારણ ધમાલ જેવુ સભળાયુ, ને પુછતા માલુમ પડયુ કે મોટે ઘેરની માણેકબાઈ નીચે પધારવાની તકલીફ લેતા હતા!

પહેલા તો માણેકની ફરગન આયા લુઈઝા, ગરમ શાલ નાજુક વણતનો રૂમાલ ને સમેલીગ સોલ્ટની શીશી લઈ દાખલ થઈ, પછીથી હમાલ મોટી સગડી ભરીને ગરમ અગારા ઉઠાવી લાવી ચાર ઈંટરડી ગોઠવી તેનો અધ્ધર કુડાલા ઉપર સગડી મુકી ગયો મનીએ મુગી અજાયબીમા આ જોયાજ કરયુ, તેટલા દરવાજે ખોલી તે કુલીન ખાનદાનથી ઉતરી આવેલી નાઝનીન તુમાખી તોરથી ડોક ઉઠાવી રાખી અદર દાખલ થઇ, અને બીજુ એક ખાવિદની અદાએ તેણીની જોડમા ચાલવાને બદલે એક તાબેદાર માફક તેણીની પાછળ

હાથમા એક ઈંગ્લીશ નોવેલ અને મીનુ "ગોલાસીસ" પકડી ચાલતો અંદર આવ્યો

માણેક પોતાની કાળી સાડી અને ઉંચા ટેસ્ટના ફુકફુડ બ્લાઉઝમા ઘણી દીપી રહી હતી તેણીના કાળા બાલના ઝુલફો કપાળ ઉપર વિખેરાઈ પડયા હતા અને મનીએ તેમ હાડ ધ્રુજાવનારી ઠંડીના દીવસોમા અડધી છાતી ખુલ્લી રહે તેવા ઓપન કટનુ અને કરોળીયાના જાળા જેવી બારીક ઓઢેનુ બદન તેણીએ પહેર્યુ હતુ માણેકે આસ્તાને વાર સગડી પાસેની મોટી ખુરસી ઉપર બેઠક લીધી કે મીનુ તેણીના ગળા ઉપર બાઆ લપેટવા લાગ્યો. 'રહેવા દેવો, કેપટન, મારા હાથ છે,"તેણી ટણુકાથી બોલી

મની ઉઠીને નજદીક ગઈ. પણ ગોપા ગાઈ રાને તેઓ વચ્ચે હેતની શરૂઆત કશી થવાજ પામીજ ન હોય તેમ માણેકે તેણીને જોઈ સેહેજ ડોકીયુ કીધુ, અને મગરૂર મનીને ચટકો લાગવાથી તેણી પાછી પોતાની જગાએ ગઈ.

"ડીયર, તારા પગ ઠંડાગાર થઈ જશે, આય ગરમ કીધેલા ગોલાસીસ મને તારા બુટની ઉપર પહેરાવવા દે" અને મીનુએ ઘુંટણપર બેસી જઈ વહાલથી તેણીના નાજુક પગમા ગોલાસીસ ઉતારવાની તજવીજ કીધી. પણ આ અંગ ફીદાગીરીના બદલામા બાઇમાંએ તેમ મારી ગોલાસીસ દુર ઉડારી દીધા ને સગડીની ઉપર પોતાના પગ ટેકાવ્યા આ અદભુત જોઇ મનીની આખમાંથી ગુસ્સાની ચીંગારી ઉડી નીકળી આવા બાદશાહ જેવા ધણીને પેલ ઉધ્ધત ઓરત જે રીતે તરછોડી કાઢતી તે તેનાથી તામોસ કરાયુ નહી અને ગરીબ મીનુ ખેજાલત પામેલો ઉઠીને ચુપચુપ તેણીની જોડમા બેઠો.

"કાંઈ વાચવાનુ લઇને બેસો, ખાલી હાથે બેસીને મારી તરફ ટીકયા કરોચ તે મને પસદ નથી" બાઇ સાહેબનો હુકમ થયો એટલે મીનુ લગારે ભવા ચઢવી ટેબલપર પડેલું પેપર ઉચકી બાજુની બારીએ જઇ બેઠો

તુરત ફીરોઝબાગમા ખબર ફેલાઈ કે વહુમાએ નીચે ઉતરવા જેટલી તકનીફ લીધી હતી કે હીરાબાઈને આવા માસી તુરતજ ઓરડા અદર આવ્યા હીરાબાઈ બિચારા ઓલ્યા ગપાટ હુતા તેવણ તુરતજ "કેમ મરૂ કેમ છેવો," કરતા નજીક આવ્યા "જીબરાઈનુ માથુ નરમ પડયુ" બિચારા તે સાસુએ પોતાની હોવાઈનવાઈની એક પુરી વહુને પેટમા ચાપવાની ધારણા રાખી હતી પણ પેલા મોટે ઘરના માણેકબાઈ તો જે રીતે અઢેલીને ખુરસી ઉપર પડયા હતા ત્યાથી એક બાલ ભરબી હીલ્યા નહી હીરાબાઇને બરડે પાણી ઉતર્યું અને ગરીબ મીનુ પોતાની ભલી માવતરને થયલા અપમાનને ધોઈ કાઢવાની મકસદે એકદમ તેવણને ભેટી પડયો "માયજી, હુ સવારનો ફરવા ગયલો તે તમને હમણાજ મળાયુ" અને તેણે અહી પોતાની બઈરી તરફ નજર ફેકી, એમ બતાવવા કે તેના મકાનમા તેના મુરબી માને સવારના હેતપુર્વક ભેટવાનો રીવાજ હતો

તેઓ સરવે વાતે બેઠા પણ માણેક થોડે થોડે વારે "કેપટન, જરા આતશ ઉશકેરો". "પેલુ ફુટ-સ્ટુલ આપો" "આય બારી બધ કરો" વગેરે ડજનબધ હુકમો પોતાના ધણીને આપતી જતી, જે કામ તે પોતે પણ આસાનીથી બજાવી શકે તેવા હતા, પણ તેટલુબી કરવાને તેણી હાથ ચલાવતી નહી. પેલા બને બેનો આ મામલો જોઇ ડગ થઇ ગયા. પણ જે રીતે મીનુ તે હોકમો બજાવવા હરખભર ઉઠીને હેતથી કરતો તે જોઇ તેઓની જબા કશુંબી બોલવાને ઉપડી શકી નહી

અને ખાણાનો ઘટ ઠોકાયો

"ચાલો મરૂ, માણેકભાઈ હીરાબાઇ બોલ્યા "મીનુ, તારાં ધણીઆણીને જમવાનો ઓરડો બતાવજે દીકરા"

"હા, ડીયર, ચાલ ખાણુ તઇયાર છે"

"નહીં, મને અહીંની ગરમીમાથી ઉઠવા નથી ગમતુ, ત્યા નોકરોના આવજાને ખાતર બારણા ખુલ્લા રહેછ ને મારેથી ઠંડી ખમાતી નથી" માણેકબાઈ કાસીને બોલ્યા "હુ મારૂ ખાણુ અહીજ લેવશ"

"કઇ નહી, મરૂ, તેમ તો તેમ, હુ અબદુલ પાસેથી તમારૂ ભાણુ અહી મોકલશ"

"કઈ નહી, તમે તસ્દી ના લેતા એ લાવશે"

"એ" બોલતી વખતે માણેકે પોતાના ધણી તરફ ડોકયુ કીધુ હતુ મીનુ તુરત બોલી પડયો "હા ડીયર, હુજ લઇ આવશ," અને તે પોતાની માતા સાથે ત્યાથી બહાર પડયો

"દીકરા, તુને લઈ જવાની કઈ જરૂર છે?" હીરાબાઇએ પોતાના બેટાને કહયુ "આપણો ખાનસમા અબદુલ લઇ જાય તો શુ છે?"

ટેબલ ઉપરથી બધી સ્વાદીષ્ટ વાણીઓ એક મોટી ત્રેમા ડીચોડીચ ભરતા મીનુએ કહયુ "નહી, માયજી, મનેજ એ કામ કરવા ગમશે, હુ એની મેનીજમા ઉભો રહુછ, તે માણેકને ગમેછ" અને તે જવાન લગાર ભારી વયલી ત્રે ઉઠાવી ત્યાથી બાહાર નીકળ્યો

હીરાબાઇએ અફસોસની હાય સાથ પોતાની બેન તરફ જોયુ કેવી તેઓએ ઉમેદ રાખી હતી કે તેમના સપુત બેટા ઉપર તની બહરી બીહુલી વીહલી પડશે તેમના વેલાતમા

શીખીને આવેલા ઓહ્દેદાર બેટાને ખાવિંદને દાખલ મેળવનાર ઓરત તેને પોતાના પાદશાહ જેવો ગણી તેની મદારતમા ખડે પગે ઉભી રહેવા માટે પોતાને મગરૂર માનશે; પણ આ તે, મામલો ઉલટોજ હતો આ બે ભલી બેનો જે રીતે અફસોસની હાય કે કતી તે કરતા ભારી નિસાસા મનીના કોમળ હઇયાન્માથી ખેંચાઇ આવતા હતા આપણે આગળ વાચી આવ્યા તે મુજબ મની પોતાના આ ભલા ભોળા પિત્રાઇને હેતાળુ બેનના ગજાવર હેતથી ચાહતી હતી તે એ કીસમનો ચીવટ પ્રેમ હતો કે મીનુના સેહેજ દુખે ને દાઝી જતી, અને હાલમાં તેના આ બિરાદર જેવા વાહલા જવાનના ચેહેરા ઉપર અવાર નવાર તેણી જે કટાળાની નિસાનો ચઢી આવેલી જોતી તેથી તેનુ જીગર ગોથા બળીને ખાખ થઈ જતુ એક જવાન નાર જે રીતે બીજી જવાન બાનુના દિલને પીછાની શકે તે કીસમે બીજુ કોઇબી એક ઓરતના અતઃકરણની અસર ઓળખી શકે નહી તેણી પામી ગઇ હતી કે માણેક ખરા હેતને વશ થઇને મીનુને પરણી હતી નહી. અને ત્યારે શુ આ મોટે ઘેરની છોડી ફીરોઝપુર ગામની રાણી થવાને લલચાઈ પઈસાની મોહીનીએ તેઓના વરમા ચાલી આવી હતી? જો તેમજ હોય તો અફસોસ! મીનુના ભવિષ્ય માટે ખરેખરો અફસોસ હતો કારણ આપણો જવાન એવા આંધળા પ્યારથી પોતાની પરણેતરને ચાહતો હતો કે તેણીની કઠોર રીતભાતને સગદીલ તુચ્છકાર તરફ તેણે ગોયા આખે પાટા બાધી રાખ્યો હતો કદી આકાશના સેતારા નીચે ખેચાઈ આવી તેની ખાત્રી કરે કે તેની બાયડી તેના તરફ ફિદા નહતી તો પણ તે માને નહી એવી તેની આંધળી ફિદાગીરી હતી.

આ વખતે બીજે દરવાજેથી મનજીભાઇ ઓરડામા આવ્યા.

"માણેકબાઈ હજુર નીચે નથી ઉતર્યા ?" તેવણે આવતાની સાથે પુછયુ

"હા મામાજી, એવણુ તો કયારના એક કલાક થયો નીચે આવેલા છે" મની બોલી

"ત્યારે એવણ જમવા કેમ નથી હજુર આયા?"

"કોણુ જાણેજી, તમે જરા મીનુનેજ પુછોની મને તો બીક છે કે એ હાજીયાએ ઘણી સીકલી છોકરી સાથ લગાન કીધાછ" હીરાબાઈ બોલ્યા

"હુ હીરાબાઇ, તમારી આખ ઘણી વહેલી ઉઘડી હોય એમ લાગે છે" મનજીભાઈના આ ટીકાથી ત્યા ચુપકીદી ફેલાઇ

પેલી તરફ કેપટન સાહેબ ત્રેમાના ચાહીના સુદર વાસણો ખખડાવતા પોતાના ધણીઆણીના ઓરડામા દાખલ થયા પોતાની સુદર બાનુની સેવા બજાવતા તેને ઉપજતો હરખ તેના ચેહેરા ઉપર ખુલ્લો જણાતો

"ચાલ, મારી વાહલી, હવે મને જોવા દે કે તુ પેટ ભરીને જમેછ" તે બોલ્યો

"પહેલા બારણુ બધ કરો, બધી હુ વીજણાઈ ગઇ માણેકે પોતાના ધણીના આ શ્રમ માટે બદલો આપ્યો।" "ને પછી તમો સાભળી લેવો કે જો તમે અહી સામે બેસીને મારા બુક ગણવાના હશો તો હુ જરાબી ખાઈ શકવાની નથી"

"માણેક, તુ જાણેછ કે ફકત બેસીને તારા મનોહર ચેહેરાને જોયા કરવામા મને બેહેસતનુ સુખ મળેછ, અને ત્યારે તુ મને તેટલીબી મોજમાથી બાકાત રાખશે?" તેણે અતી ઘણા હેતથી પુછયુ.

એક સુકકુ ડચકુ તણીના ગળામાથી બહાર પડયુ જે મરદના હેતની તેને આરજુ નહી, તેનાજ તરફથી આવા સખુનો દિવસમા સેકડો વાર તેણીને ફરજયાત સાભળવા પડતા એ તેણીની તુફાની લાગણી ખમી શકે તે કરતા વધારે હતુ' "તમો તમારે જમવા જાઓ, તમારા સગાઓ ખોટી થતા હશે, ને તમે અહીં રોકઇ રહેશો તો તે લોક સારૂ ધારશે નહી"

"તે લોક ગમે તે ધારે તેની મને પરવા નથી મારી મીઠી માણેક, તારામા મારી દુનિયા છે ને મને મારી સુખી દુનિયાની બહાર જવા ગમતુ નથી"અને તેણે માણેકની રૂપાળી હડપચી ધરી તેણીનો ચેહેરો ઉચો કર્યા

માણેકે અછાટ મારી તેનો હાથ દુર કીધો

"માણેક, તુ મારી તરફ સખત થાયછ"

'પણ મે તમુને હજાર વખત કહયુ કે તમારા ભારી હાથોથી મારા નાજુક હાડકા દુખેછ એ શુ કામ તમે મને એકલી ગગરી રહેવા દેતા નથી' તમે મને સુખી જોવા માગતા હો તો મને એકલી છોડી જાવો"

"ખોદા મારો સાહેદ છે કે તુને સુખી જોવા હુ મારી જીંદગીબી કહાડી આપવા તઈયાર છેઉ માણેક, મારી આ અઠગ ફિદાગીરીના બદલામા તુ મારેથી કટાળેચ એમ તો છેજ નહી, મારી ખાત્રી છે કે તારૂ હેત મારી ઉપર ઘણુ છે, પણ મારી રીતભાતો તુને રફ લાગે છે' આહા, ખચીત મારે ભુલવુ નહી જોઇયે કે તુ મારો ફરેસતો એક ગુલછડીના ફુલ જેવી નાજુક છે વારૂ ડીયર, હુ તુને એકલી છોડી જાઉચ, પણ તુ પેટ ભરીને જમશે કેની? હ!"

જયો મીનુ તણીને છોડી ગયો કે એક બેવફા નીવડેલા જવાન તરફના નીચ કીનાને ખાતર આધળી બની ચોતાના

ભવિષ્યને રદ કરનાર ને સાથે એક નેક ખાસીયત જવા-નને સદાનો દુખી બનાવનાર ઓરત, પોતાના કપાળ ઉપર પસતાવા ને દુખથી જોરમા હાથ મારી ખોળામા માથુ પટકી બેઅખત્યાર રડવા લાગી "અરે, આ જીદગી એ કેમ જીવાશે? હવે એનથી દુર થવાનો રસ્તો કાઇ છે? કીયો છે? એ હુ શુ કામ એટલી આધળી થઇ હોવશ?"

અફસોસ! કે આવી અગાધ ગમગીની માગી આ મોટે ઘેરની ઉછાછળી ઓરત તે બારે હકતાલાનુ પવિત્ર નામ લેતી નહી, કે તેની મદદની આરજી કરતી નહી

---

## પ્રકરણ ૧૪ મુ.

### ફીરોઝબાગમાં બંદગી

મીનોચેહેર ફીરોઝના આ મોટે ઘેરેની નાઝનીનને પરણી શુ તદન સુખી હતો? હા, અને કારણમા એટલુજ કે તે પોતાની બાયડીને હેતાળુ પણ શરમાળ સમજતો માણેકે તેના માટે પોતાના હઇયામા કેવો અણગમો એકઠો કીધો હતો અને તેણીની લાગણીઓ કેવે ખોટે રસ્તે ઉતરી નાસીપાસીથી કચડાઈ ગયલી હોવાથી પોતાના આવા ભલા ધણી માટે તેણીના દિલમા લાગણી જેવુ કશુજ રહયુ હતુ નહી, તેનો તે ઉલટમદ ખાવદને સ્વપનો પણ થયો નહી

પણ જેટલા જોરાવર હેતથી તે જવાન પોતાની બાય-ડીને ચાહતો હતો તેટલાજ મજબુત અભાવથી માણેકને તે અળખામણો પડતો ચાલયો હતો કારણ? તેમ થવાનો સબબ માણેક પોતાના મનથી બરાબર સમજતી હતી, પણ પોતાના જીવથી કબુલ કરવાને તેણી શરમાતી અને તે એજ કે શેઠ

ખાનદાનના લવજીમા ને મીનુમા આસમાન જમીનનો ફેરક તેણી જોઈ શકતી પહેલાની બાહેરની નમનતાઇ ને મીઠાસને બાતેનની બેવફાઈને ઠગારાપણાથી તે મીનુ જેવા એક જમાનના, જે બોલે તેજ બજાવે તેવા સુધા ગ્રહસ્થની સરખામણી વચે કેટલો તફાવત બતાવી આપતો હતો તે માણેક જોઇ શકી હતી પણ તેથી તો આ ઉછાછળીને તેણીનો ભલો ધણી વધતો અપ્રીય લાગતો હતો શા માટે તેનામાજ બધા ગુણ ભરયા હતા અને પેલો મોટે ખાચરેનો લવજી શા માટે તેવી બધી લાયકાતથી દુર હતો? આ નસીબ સામે લડનારી કમ અકકલ ઓરતનો તે મોટો બળાપો હતો અને જ્યારે તેવા દુખી ખ્યાલોમા તેણી નોવેલ વાચવાને બહાને પોતાના ઓરડામા પડી રહેતી, ત્યારે મીનુ એક નાદાન છોકરાની માફક પોતાના માય માસી કે મનીની આગળ જઇ પોતાની બઇરી કેવી અતી ઘણી સુદર હતી તે ઉપર બકવા ચલાવતો ને તેઓના મત માગતો!

મગર આટલા વખતમા ફીરોઝબાગના રહેવાસીઓ નવી વહુને બરાબર પીછાની રહયા હોય એમ લાગતુ, કારણ તેની ખુબસુરતી માટે હાનુ ડોકયુ ધુણાવી અપસઅપસમા તેણીના સદગુણ માટે શક બતાવવામા આવતો

સાજને છેડે માણેકબાઇ લગાર નરમ પડી ગયલા જેવા નીચે આવ્યા તેવણ મુગે મોહોડે ખાણાની ટેબલે બીરાજ્યા ને ગઈ રાત કરતા તેણીએ સવાલોના જવાબ જરા લબાણથી આપ્યા, સેહેજસાજ વાતમાથી ઉતરી એટલે મીનુ તો ગોયા તે પળે સાતમા આસમાનેજ પુગી ગયા!

મનજીભાઈના કહેવાથી ખાણા પછી મની હારમોનીયમ ઉપર બેઠી ને "ઉગ્યો સખી સુષ્ટીનો શણગાર" વાળો મનજીભાઈનો માનીનો ગરબો ગાવા માડયો જ્યારે તેણી "ચતુર

ચદ્ર સમ ધણી મળે" એ લાઈન લલકારતી હતી ત્યારે મીનુએ હસતે ચેહેરે માણેક તરફ જોયુ પણ તેણીએ તો તે સાભળી મોહ ફ્રુમલાવ્યુ

"તમે ઘણુ સરસ વજારીને ગાઈ શકોછ? માણેકે મનીને કહયુ, "તમને કોણ શીખવવા આવેછ?" આ વાર માણેક મનીને પાસે જઈને ઉભી હતી

"અગાઉ મને સુરતથી નાનાશકર માસ્તર અઠવાડી-યામા બે વાર આવીને શીખવતા હતા" મનીએ જરા શર-માઈને કહયુ

"ઓ માયરે, મુવા એવા પોતીયાદાસ માસ્તર પાસે બેસીને કેમ શીખવા ગમે?" માણેકે ટીચકુ ચઢાવી કહયુ

"તમે કઇ વજારોછ કે માણેકબાનુ?" મનીએ પુછયુ

"નાહી, મને કંઈ નથી આવરતુ મને ગાવામા કે વજારવામા મજાહ મળતીજ નથી"

"એમ કેમ બને?" અલબત આ બને જણ ધીમે સાદે વાત કરતા હતા એટલે દિવાનખાનામાથી કોઇબી સાભ ળતુ હતુ નાહી

"કેમકે આય દુનિયામા કાઇબી ચીજ મને સુખ બક્ષતી નથી, મને જીવવાબી ગમતુ નથી તો પછી એવી નકામી જીદગી માટે ગાવા બજાવવાનુ શુ કામ શીખવુ જોઈયે?"

આ અસતોશી સખુનો સાભળી મની સ્તબ્ધ બની ગઈ આ પઈસાની પુતળીને સુદરતાની સુદરી એક રાણી જેટલા સુખને લાડહોવાઈ છતા આવા શબ્દ બોલે એ શુ કાઇ તેણીના જીગરની મોટી નાઉમેદી ને નાસીપાસી નહીં દરશાવતી હતી? મીનુનુ ઘણુ મન થયુ કે આ ખરા દિલથી દુખી દેખાતી છોડીને પોતાના વિશ્વાસમા લઈ તણીના

જીગરનો ભરમ પુછે, પણ હાલ તે વખત યા જગ્યા હતી નહી

આ વખત હમાલે આવી સરખી હારમા ખુરસીઓ ગોઠવવા માડી અને રૂસ્તમ બબરચીએ આવી, સતરજી બીછાવી ઉપર મોટુ ચાદીનુ અફરગાનીઉ ગોઠવ્યુ, પડો-શમા સુખડની ખુમચી મુકીને બહાર પડયો

"એ શાને વરે તઇયારી થાયછ?" માણેકે અજાય-બીથી ડોળા ફાડીને પુછ્યુ

એ તો સુવા જવા પહેલા બંદગી કરવાનો અમારે ત્યા ધારો છે ને હમણા ફીરોઝપુરના વસતા અમારા બધા જરથોસ્તી કામદારો ને પારસી નોકરો આવશે ને પછી ભેગી બદગી થશે" મનીએ કહ્યુ "ભાએગે પા કલાક લાગે."

"પા કલાક લાગે કે પાચ કલાક થાય તેની મને પર-વાહ નથી જે કામ સાથ મને નીસબત નહી તેના વખત માટે મને શુ દરકાર' એટલુ બોલી તે મીનુ તરફ ફરી, "મને એક મીનબત્તી સળગાવી આપો, મારે ઉપર જવુ ચ"

મીનુ તદન ફ્જેત જેવો જણાવા લાગ્યો તેણે નરમીથી સેહજ હસતા કહ્યુ, "પણ પા કલાક પછી ઉપર જશો તો સારૂ, માણેક, હમણા બદગી કરવાનો વખત થયોચ"

"હા, મે તે સાભળ્યુ, પણ મારે અહી થોભવુ નથી. તમે શુ મારી મરજી વિરૂદ્ધ મને રોકશો?" આ સવાલ એટલા ઠસ્સાથી પુછાયો હતો કે મીનુ ગભરાયો અને હાર-મોનીયમ ઉપર પડેલી મીણબત્તી સળગાવા માડી માણેક તે તુરત હાથમા ઉઠાવી બધાને સામટી એક સાહેબજી કરી ઓરડામાથી ચાલ પકડવાની તઇયારી કીધી પણ મનજી-ભાઈના સાહદે તેણીને રોકી "તમે કયા જાઓચ?"

"મારા ઓરડામાં" તેણીએ હુકમાં કહ્યુ

"પણ હમણા આપરી બંદગીનો વખત થયોચ"

"મને તેની ખબર છે, પણ મારે અહીં બેસવું નથી"

જવાબમા મનજીભાઈએ તે સળગેલી બત્તી તેના હાથમાથી લઈ લીધી ને આફ્રગાનયાની રાખમા તેનો કાકડો બોસી બુજવી નાખી માણેકે ડગ થઈને આ જોયાજ કર્યું

"એની બતલબ શુ?" તેણીએ પ્રગટ ગુસ્સાથી પુછયુ

"મારા વહાલા દીકરી, હુ નહી ધારતી ક મારા ઘેરના કાયદા સખત હોય, પણ જેવા છે તેવા તે દરેકે કબુલ રાખવા જોઇશે ફકત માદગી સીવાય બીજા કશા કારણસર આ મકાનમા વસનારાઓથી બંદગીમાથી બાતેલ થવાય નહી તમારા જીગરથી ખોદાની આરાધના કરવાને હુ તમુને ફરજ પાડી શકતો નથી, પણ અમારી સાથે તે માલેકની બંદગીમા તમને બહારથી તો સામેલ થવુજ પડશે જુઓ, મારા બધા જરથોસ્તી કામદારોબી આવી રહયાછ, હવે તમે ડાહયા દીકરીની માફક મુગે મોહડે તમારા ધણીની પાસે જઈને બેસો, તમને પા કલાકથી વધારે વખત હુ રોકસ નહી"

આ લાડઘેલી નાર સાથ તદન સત્તાથી આજ સુધી કોઇએ એમ વાત કરી ન હોય, એટલે તેણી આ પોતાના સસરાના ઠરાવરૂપી હુકમથી હદ બહાર ડગ થઈ ગઈ મગર બીજા પારસી નોકરોને ત્યા ભેગા થયલા જોઈ વધારે કાઈબી ફેસ્તો કરવા તેણીને ગમ્યુ નહી અને ચુપ મોહોડે તેણી ખુરસી ઉપર બેસી ગઈ

પણ બંદગીનો એક સબકબી તેણીના કાનપર પહોચ્યો હોય તો તે તેણીના હૃદયના પોહચે કે?

અવસતા જબાનમા સરવેએ ભેગી કરેલી બંદગી પુરી થતા રાબેતા મુજબ મની તે બંદગીની ગુજરાતીમા જોડેલી બેતો પોતાના ખુલ્લા હલકે મોટે બોલી ગઈ રાતની વખતે પઢવામા આવતી અષ્ઠવીશરૂથરેમ ગેહનો ગુજરાતી માયનો કરતા જયારે તેણી નીચલા સખુનો બોલી ત્યારે માણેકે પળવાર તેણી તરફ ડોકયુ ઉચકી જોયુ

"વખાણુ છ ઘરની ધણીઆણી રૂડી,"
"અશોઇમા જે ઉતમ પાકીમા પુરી,"
"વખાણુ છ તે નારી જેના નેક કદમ,"
"મનસની ગવસનીમા જે નેક નામ"
"જે કેળવાયલી પુરી અકકલની સરદાર,"
"સાચી, ધણીની સદા તાબેદાર,"
"હોય જે સપદાદ અમસાસપદ મીસાલ,"
"હોય જેની કુલ નેક ફીરેસ્તાઈ ચાલ"
"કરૂ એવી નારની હરદમ હુ યાદ,"
"લાયક તેની વખાણમા ઉઠાઉ હુ સાદ"

એ મની શુ બકતી હતી! માણેકે તુચ્છકારથી તેણી તરફ જોયુ, પણ આ વખતે તેણીના જીગરમા કુદરતી ચમટો તુટયો. અફસોસ કે તુમાખી માણેક પોતાના હઈયામા થતી કુદરતી બશારત ઉપર કાન આપવાને સાથ અખાડા કરતી.

આ બધો વખત તેણીની ન ધારેલી ફજેતી ઉપર વિચાર કરતી ગુસ્સાથી તપતા મગજે તેણી લાલ ભુડ જેવી બેસી રહી, અને મીનુ પણ બઈરીને થયલુ અપમાન પોતાને થયુ હોય તેમ ગંભીર બની ગયો

બંદગી પુરી થઈને સરવે સેતરંજી ઉપરથી ઉઠી ઉભા થાય તો આગમજ માણેક એક તુચ્છકારની નજર મનજીભાઈ

તરફ ફેંકી ઓરડા બહાર નીકળી ગઇ. બેશક મીનુ તેણીની પાછળજ હતો મનજીભાઈએ સારા નસીબે માણેકની નજર જોઈ ન હતી, પણ સરવે પારસીઓ બહાર નીકળયા બાદ ફક્ત તે નાનુ કુટુબ એકલુ પડયુ ત્યારે હીરાબાઇએ જબા ખોલી

"મનજીભાઇ, તમે શુ કામ માણેકને તેની મરજી ઉપરાત અહી થોભાવી, એ કેટલી ચીરડાઈ ગઈ હોય તેવી લાગતીતી ને સાથે તમે મીનુનેબી ગુસ્સે કીધેલો લાગેછ

"મારા ઘેરમા બીજા કાયદાઓ તરફની બેદરકારી ઉપર હુ આખ વીચામણા કરશ, પણ તે માલેકની યાદમા મારા કામદાર નોકરો ખરા દિલથી સામેલ થાય ત્યારે શુ ઘેરની વહુ તેમાથી બાતેલ થાય—"

"પણ માણેકે કદીબી એમ ભણવામા આગળ ભાગ લીધો તો નહી તેથી એને અજબ લાગુ હોશે—અને હજુર તો એ જવાન જીવ એટલે ગમે તે પણ નાદાન—"

"માણેકની ઉમર મની જેટલી તો હોશેજ એક નવ વરસનું સદરો પેહેરેલુ બાળક બદગીમા બેદરકાર થાય તો તેના માબાપને હાથે ઝપેટઈ જાય તો આવ ઓગણીસ વરસની બઈરીના અવતારની ઓરતને તેની આવી છડેચોક ખોદા તરફની ગફલતી માટે તેના વરે રોકવી જોઈતી હતી, તેને બદલ મીનુએ તેને મીનબતી સળગાવી તેનો જવાનો રસ્તો મોકળો કરી આપ્યો તે માટે એ છોકરાએ શરમાવુ જોઈયેચ પોતાની બઇરીને સારે રસ્તે ચાલવાની શીખામણ નહી દઈ શકે તેણે પરણવુ જ ઘટતુ નથી

અહીં તે વાત બધ પડી.

માણેક ત્યાર પછીથી જયારે નીચે રહેતી ત્યારે બદ-માં ભાગ લેવાને બહાને સરવે સાથ સમેલ થની ખરી

પણ મનજીભાઇની આ સતાનો દખ તેણી વરસો સુધી ભુલી નહી

———(०)———

## પ્રકરણ ૧૫ મું.

## મીનું તરફથી મની કી મીનતજારી

મોટે ઘરની માણેક હવે પોતાની પુરેપુરી ખાસીયત પોતાનાં સાસરામા બતાવતી હતી. ભોળા હીરાબાઇ જેવણે વહુને આખમા ઘાલીને રાખવાની વકી રાખી હતી ! તેવણ સરવેથી વધારે નાસીપાસ થયલા લાગના, મનજીભાઇએ આ મોટે ઘરની વહુ તરફથી એથી વધારે વકકી રાખી હતી નહી, પણ જે રીતે મીનુએ તેવણના બુઢાપાની મોટી આશા તોડી નાખી તેથી તેમની જઇફી ઉપર ન ખમાય એવો ફટકો પડયો હતો તેવણે મની જેવી સાલેસ સુદરીમા પોતાના બેટાને તેમજ તેમના તન મનને ધનથી ખીલવેલા ગામડાનો રાહબર માની લીધો હતો, અને તેને ઠેકાણે મીનુ આ કમ અકકલ ઉછાછલી ઓરત ઉચકી લાવ્યો એ તેમને રોતા અધાપો આવે એવી દુખી કમનસીબી જેવુ લાગતુ

માણેકે હવે વધુ પડ વીખેરયા હતા ને ફકત મની સાથે અદબથી વરતતી જયારે આના માસી કે હીરાબાઇને છેકજ ખાસડે બાધતી મની ગામડામા ઉધરેલી સાદાઇને ચાહનાર છોકરી હતી, પણ તેનો જાતી ટેક અને કુદરતી મોટાઈ જે તેણીની આખને ચેહરાના તોર ઉપરથી જણાઈ આવતા તેનાથી માણેક જેવી તુમાખી છોકરીબી આકોશમા રહેતી. ફકત માણેક આ મની સાથેજ એખલાસથી વરતતી અને જે રીતે તે બીજા પોતાન મુરબ્બી વડીલોનો તુચછકાર કરતી તેથી મીનુ ખચીત દુખી થતો

મેહરામ રાજનો હમકારો હતો અને મનજીભાઈનુ કુટુંબ રામેતા મુજબ ગાડી જોતરાવી હુમસના આદરીયાનમા જનાર હતુ મીનુએ માણેકને સાથે આવવા ઘણી સમજાવી પણ તેણીએ સાફ ના પાડયું ખરાબ રસ્તાઓના તેના બહાના માટે મીનુએ સુરતથી મોટોર મગાવવાનો તોડ સુચવ્યો પણ તેણી એકની બે નહી થઈ તેણી તોરસ્કારથી બોલી —

"એ તો તમે બાપેદાદેથી ઉંકુકુકુ કરતા મોટા થયા તે તમે અગીયારી આતશમેહેરામ સમજો. મારૂ ત્યા શુ કામ છે?" મીનુએ ફજેત ચેહરે મની તરફ જોયુ, તે જવાનની નજરમા એટલી કાકલુદી નજરે આવતી કે મનીની આખમા દયાથી આનુ ધાઇ આવ્યા મીનુ આ પહેલીજ વાર જરા ચીરડાયો, તેણે તાણાઈને કહયુ

માણેક, અથોરનાનો તરફની આ તારી સુગ એ મને ને મારા મુરબીઓને એક મોટા અપમાન જેવી છે"

"હ એમ કે? પણ તમે ને તમારા મુરબીઓએ બાજમાથી કેટલા છેડા ફેરા તફરાવેલા તેની કાઈ નોધ તમારા ખાનદાનમા જળવાએલા નથી કે?" તે સુદરીએ ખરખર હસ્તા કહયુ

એક મોટા ધડાકા સમેત બારણુ પોતા પાછળ બધં કરી મીનુ ઉસ્કેરાએલો જેવો ત્યાથી ચાલી ગયો

"જોયો કે મની તારો પીત્રાઈ" માણેક બોલી "કેપટનને તો સફેદ પાઘડીવાળાઓ તરફ ઘણુ માન દેખુ તો શુ ધારયુ? તુ કેપટનની તરફથી બોલશે કે મારી તરફથી?"

"વરની વિરૂધ મત આપનારી બઇરીને હુ કદીબી ઉત્તેજન આપતા નથી" મનીએ ગુસ્સાથી કહયુ "ખાસ કરીને એવો ભલો ને હેતાળુ ખાવીદ"

"ઓ માયરે ! નાયરે, અને મનીજેહ, તમુને આટલુ ડહાપણ કહાથી આયુ ? તમે કંઈ હજુર પરણ્યા અદરાય નથી "

"માણેક, માણેક તુ શુ કામ તેને એટલો અસુખી કરેચ ? એને તારૂ શુ બગારયુ કે તુ એને દુખી કરવામા મોજ લેચ ?" એકાએક મની પેલી ઉછાછલી સુદરીને ખભા-માથી પકડી બોલી ઉઠી "મને જવાબ આપ, તુ શુ આવા એક પાદશાહ જેવા ધણીને ચાહતી નથી ?"

માણેક સખત ચોકી, તેણીના જીગર ઉપર કોઈબી સખુ-નથી હથોડી વાગી હોય તો આ મનીના સીધા સવાલથી હતી

"હુ તેને અસુખી બનાવવા માગતી નથી" તેણી નરમ અવાજે બોલી "કેપટન જાણેચ કે હુ તો અમ્રથી એને પજવુ ચ "

"અમથી પજવેચ ! નહી, બધાની હદ હોવી જોઈયે, હુ ખુલ્લુ જોઉછ કે તુ મારા પિત્રાઈને ચાહતી નથી તેનુ કારણ શુ ? જે ખરેખરી કમ અકકલ હોય તે આવા નેક ખસલત હેતાલુ ધણીને ચાહે નહી

"મની તુ શુ બકેછ તેનુ તુને ભાન છે ?" હવે માણેક ઉછલી "તુ એક ધણી ધણીઆણી વચેની હેતની વાત જાણે"—

"હુ નહી જાણુ ? શુ હુ એક ઉમરમા આવેલી ઓરત નથી ? માણેક, હુ તો મારા ધણીને ખોદા પછીથી બીજો ને આ દુનિયામા સઉથી પહેલો ગણુ, તેના ચાલતા પગલાબી પુજવામા મારો ધરમ સમજુ, તેનો પડયો બોલ ઉચકી લેવાની મારી ફરજ માનુ બસ, તેનામા મારી તમામ દુનિયા સમજુ —"

"પણ તેમ કરવાન આપરે ખેચાઈયે કે ન જ્યારે ઘણોજ માનવત ને ફાકરા દેખાવનો લખપતી હોય અને આપણે તેની તેની તરફ ખરા દિલથી ફિદા હોઈયે ત્યારે—" માણેક ખેચાતી જબાએ બોલી

"તમારા બાબમા તો તમો માગોછ તેવોજ લગભગ ખાવિંદ તમે મેળવવા પામ્યાછ, પણ હુ તો મારા વરની જાહેર નામનાની કે દરજ્જાદાર દેખાવની યા તેના ખેતાબી ઉમરાવ પદની જેટલી પરવાહ નહી કરૂ તેટલી તેની જીગરની મોટાઈ અને અતકરણની સુધ્ધતા ઉપર ફિદા થાઉ" મની ખરા દિલના જુસ્સાથી બોલી 'તમે મીનુ તરફ જુદીજ લાગણી ધરાવોછ અને તે તમ જે રીતે એને બોલાવોછ તજ બતાવી આપેછ તમે શુ કામ એને એના નામથી બોલાવતા નથી ?"

"મને એવુ નાન નથી ગમતુ મીનુ ને તીનુ શુ બરીયુછ, તેને બદલે કાંઈ મજેહનુ ઇંગ્રેજી ફાકડુ હોતે, કાંઈ જેમસી કે જીમી કે એવુજ કઈ તો વરી વાતબી સમજીયા"

"મીનોચેહેર નામ ઘણુ બાદશાહી લાગે છે, તે મીનુને એના બપાવાની ઉપરથી નામ આપેલુ છે" મની બોલી

"હ, એના એક બપાવાબી ઉતા કે, મને નહી ખબર!" માણેકના આ ટચકાથી મનીનુ મગજ ગુસ્સાથી તપી આવ્યુ

"તમારી એવી ાાતકી મશકેરી હવે બાજુ મુકવા શીખો તો સારૂ, માણેક બાનુ કારણ બધાની હદ હોયછ—પોતાના ધણીનો તુચ્છકાર કરનાર બઇરી કદીબી સુખી થશે નહી"

આ વખતે આવા માસીએ અદર ઓરડાના ડોકયુ ખોસી ગારી તઈયાર હતી તેની મનીને ખબર આપી ને તેણી વધુ બોલતા અચકી ઓરડો છોડી ગઈ

# પ્રકરણ ૧૬ મુ.

## જાગીરદારને ત્યા નવજોત.

ફીરોઝપુર ગામની નજદીકમા જામાસપજી જાગીરદારની ઓહોળી જાગીરી આવેલી છે જામાસપજી બાપેદાદે જાગીરદાર હતા અને ખેતીનો ઘણો સારો અનુભવ હોવાથી એજ ધધામા મડઈ જઈ આજે લખોપતી થવા પામ્યા હતા સીગાનપોર, ડુમસ, હજીરે વગેરેના સ્થળો ઉપર તેમની ખજુરાની તેમજ જાતજાતના ફુલફલની વાડીઓ હતી અને તે બધા ઉપર તેઓ પોતે અને તેમના બે બેટાઓ મેહેરનુશ ને રતનશાહ ધ્યાન આપતા જામાસપજી એક ઈરાની બાનુ પરણી લાવ્યા હતા અને આ સમજદાર બાનુ, ગાય જેવી અસરાફ ને ફરેસતા જેવી નેકદીલ હતા આસેપાસેના ગામડામા જાગીરદારના ધણીવાણી દીલબર "ગાયમાય"ને નામે ઓળખાતા, તેજ એવણની અસીલ ખાસ્યતની ગવાહી હતી, ગાયમાયને ત્રણ ફરજદ થયા હતા વડી બેટી રોદાબે સુરતના એક સારા ખાનદાનમા પરણી ગઈ હતી, અને બચરવાલ હાલતની પણ પોતાના સાસરામા સુખી હતી વડો બેટો મેહેરનોશ ઇગ્રેજી સારી કેળવણી લઈ બાપના ધધામાજ પડયો હતો અને જયારથી તેના હસ્તક જામાસપજીએ પોતાના તમામ જાગીરીનો વહીવટ સોપ્યો હતો ત્યારથી તેવણ તદન નચીત હતા તેવણના આ વડા દીકરાએ જાગીરી ઉપર મોટે ભાગે જરથોસતી અને ઈરાની કામદારો રાખ્યા હતા ખાસ્સા કોલીયા માછીયાના સોએક ઝુપડા તેઓની ખેતી ઉપર હતા, અને જામાસપજીની બરકતે કાઈ ત્રણસોએક કુટુબ પળાયા જતા હતા જામાસપજી કરડાને રકસરીયા હતા, અને

તેમના કામદારોને "મોટા શેઠ" નો ભારી ધાક હતો, પણ જ્યારથી મેહેરનોશને હાથ આ જાગીરનો વહીવટ મેલાયો ત્યારથી કામદારોને નવો જીવ આવ્યો હોય એમ જણાતુ આ છોકરો ત્રીસ વરસની ઉંમરનો પાતલો ને નાના કદનો હતો, પણ પોતાની માવતરનો અમીરી ખવાસનો તે હુબહુ નમુનો હતો તેનુ ધીમુ બોલવુ, નીચી નજર, મીઠો ઠડો સ્વભાવને હાતમદીલ, એ બધા વખાણવાજોગ ગુણોથી તેના હાથ નીચે કામ કરનાર બધા વાકેફ હતા, અને તેઓ આ "મેહેરનોશ શેઠ" માટે પોતાનો જાન કાઢી આપવાબી તઇયાર હતા નાનો દીકરો રતનશાહ તેથી તદન ઉલટો હતો તે ઉતાવળો, અનુની, ફાકડો ને ઘણા સખત દીલનો હતો બિચારા તેના ગાય જેવા માતાને આ નાના છોકરાની વલણ ગમતી નહા પણ પોતાના માયાળુ જીગર પ્રમાણે તેવણ બને આખ સરખી સમજતા

જામારુપજીની બેટી ગદાબેના બે બેટાઓની નવજોત હતી અને તેથી મમાવાએ મોટો હાથ બહાર કાઢયો હતો સુરતથી તે છોકરી પોતાના બાપને મકાને આવી હતી અને ત્યા ભારે ધામધુમ સાથે નવજોતની તઈયારી થવા લાગી

નવજોતની એક દીવસ આગમજ ફીરોઝબાગમા માણેક ને મની બને વાતે બેઠા હતા તેટલા આવા માસી તેડાની ચીઠી હાથમા લઈને અદર આવ્યા

"મની, આય ચીઠી આપરા માણેક બાનુને આપ, દીકરા, નવજોતના તેરા છે," આવા માસીએ મનીને કહયુ માણેક જે રીતે તે બને બુઝરગ બેહેનો તરફ અભાવથી વરતતી તેથી તેઓ તેની સાથ સીધી વાતમા ઉતરવાનુ પસદ કરતા નહી, અને કાઈબી કહેવાનુ રહેતુ તો મનીની મદદ લેતા

માણેક ચીઠી વાચી ખરખર હસી પડી

"ઓ માઈ, મની, આય તારા ગામની હુશયારીનો નમુનો જોયો કે?" તેણી ભારે અણુકાથી બોલી "બપોરે મલીદાની નયાત છે, ને સાજે પલાવ દહીનુ ખાણુ છે પોતાને ત્યા શુ રધાવાનુ છે તે કોઇ તેડાની ચીઠીમા છાપતુ હોશે! માય, માય, હસ્તા હસ્તા પાસરાબી દુખી આયા"

"તે જામાસપજીએ તો છેક હાથ બહાર કારીઓછ, ને સીગનપોર, હ^ગ્રેને હુમશ ભીમપોર વેરથી બધા પારસીઓને જમવા બોલાવીઆછ, તે મલીદાની નયાત છે એમ જાણે તો દુરવેરથી લોક ગાલ્લીમા ઘલાઈને આવે કેની? એમ મલીદાની નીઆત તે કાઇ સસતામા થાયછ આપરા રાજારાણી તખતે બેઠાતા તારે તારા નનજી મામાએ મલીદાની નીઆત આપીતી તે મની તુને યાદ કેની" આવા માસી ઉકમાઈથી બોલયા

"તમે કાલે આવશો કેની?" મનીએ પુછયુ

"કહાં, મલીદાની નાતમા?" માણેક ફરી હસતા બોલી "નહી મનીજેહ, તમે કેપટનને લઈને ગાલ્લીમા ઘલાઈને જજો, મને તો નહી બનશે"

મની હોઠ કરડીને ચુપ રહી

"એ તમારા જામાસપજી મલાદાવાલા કેવા આદમી છે?" માણેકે પુછયુ

"એવણની જાગીરી ઉપર બસો કોલી દુબરાંના કુટુબને લગભગ પચાસેક પારસી ગરીબ લોકાઓના બચ્ચા બાલા પલાયા જાયછ એટલુ હુ જાણુ છ" મનીએ ટેકથી જવાબ દીધો "ને બીજુ વધારે હુ એટલુબી જાણુ છ કે કોઈક વાર તમારા મુબઈના કહેવાતા મોટા શેઠિયાઓ એવણ પાસથી

નાણાની મોટી રકમો ઉછીણી લેવા આવેછ, કારણ એત્રણનો બેટો મેહેરનુશ એવા કેહવાના શેઠિયાઓ પણ કરજદારીની પડતીમા આવેલાઓને, મદદ થઈ પરવા, વગર વ્યાજે નાણા ધીરેછ, ને એવી છુપાછુપ ઉદારતાથી એવા પરતીમા આવી પડતા ઘણા શેઠિયાઓને એવણે બચાવી લીધાછ”

આ વખતે મીનુ અદર દાખલ થયો તેણે મની તરફ નજર ફેકી જોઈ પણ એ જવાન માળા જે પોતાની આખને ચેહેરાથી વાત કરવાની અસર ધરાવતી હતી તેણી તરફની એક નજરમા મીનુ પામા ગયો કે માણેકને નવજોતમા સાથે લઇ જવામા મના ફાવી નથી

“કેમ ? ત્યારે કાલે આપરે બધા જાગીરદારને તાહ જઈશુ ?” મીનુએ શરૂ કીધુ

“મારા સીવાય” માણેક બોલી

“તુ કાલે નહી આવશે તો લોક સારૂ બોલશે નહી વરી જામાસપજીના બેન નાહનીબાઈ મને હુમસમા મળયાતા તે તુને જોવાની ઘણીજ ઈતેજારી બતાવતાતા માણેક, મારે ખાતર તુ કાલે આવશે ?” મીનુની આ મીનતજારીથી મગરૂર માણેકના મુસતાક મન ઉપર સેહેજબી અસર થઇ નહી

“તમે બોલી રહયા, કેપટન, હવે મારૂ સાભળી લેવો, મલીદાના બધાના ને પલાવ દહીમા કહરીયા જોવાની મને ઘણી મુગ છે ! મને તો એમ બીહાક લાગેછ ક રખે એ માઇલ દુરથીબી મને તેની ગધ કાલે આવ્યા કરે, હુ તો બેસુધજ થઇ જવસ, હવે તમુને જવુ હોય નો જજો, પણ પાછા ફરો ત્યારે મોહનુ હાથ ધોઈ મારા ઓરડામા આવજો”

મનીના મગજ ઉપર તપેલા લોહીએ જબરો ધસારો કીધો આ છોડીનો તુચ્છકારને તુનાખીનો હદ કહા હતી,

પણ અજબ કે પેલો ગરવોને નમાનો જવાન આ જુલ્ય ઉપર તદન આખ વીચામણા કરી ગયો

બીજે દીવસે જાગીરદારને ત્યાની સુદરેહની પવિત્ર ક્રિયામા ભાગ લેવા મનજીભાઈનુ કુટુબ તઇયાર થવા લાગ્યુ

મીનુ સફેદ ડગલા પાટલુન સાથ ફેટો પેહેરીને પોતાની બઈરીના ઓરડામા ગયો તે આપણા આ જરથોસ્તી પોશાકમા વણોજ શોભી રહયો હતો માણેકને એકલી મુકતા તેને ઘણુ ભારી લાગતુ, પણ જાગીરદારવાળાઓ સાથ તેના કુટુબને જુની ઓળખ હતી, અને નવજોતવાળા બચાઓના બાપ જમશેદ મોદી સાથ તેને સ્કુલની બચગીની પીછાન હતી અને તેનુ મોહડેનું ચાપીને કીધેલુ ઈજન હતુ એટલે તે ના પાડી શકયો નહી માણેકને સાથે લઈ જઇ તે બધાને પોતાની સુદર બાનુ બતાવીને છક કરી નાખવા માગતો હતો. પણ "ગામરેના ઈજારડા પીજારડા" વચે મોટે ઘેરના માણેક બાનુએ ભેળાવા સાફ ના પાડી હતી

"કહા ચાલ્યા?" જાણે ગઈ કાલની વાત ભુલી ગઈ હોય તેમ માણેકે પુછ્યુ

"નવજોતમા, મને તારા વગર તો જરાબી નહી સોહવાસે ડીયર, તુ આવતી હોતે તો હુ કેવો ખુશી થતે" મીનુ બોલ્યો

"હુ આવવાની તો નથીજ, પણ કેપટન, તમારેથીબી જવાસે નહી આય મોટા ધધાર જેવા ઘેરમા એકલી રહેવા હુ સાફ ના પાડુ છ—"

"મારા બાવા અહીંજ છે ને બિચારા આવામાસીબી એવે ઠેકાણે તો આવતા જતા નથી, એટલે તુ કહે તો હુ માસીને તારા ઓરડામા મોકલુ

"નહી, મને તમારા માસી કે ફાસી સાથ કશું કામ નથી, હુ તો એમ કહુ છુ કેપટન, કે તમારા વગર એકલી રહેવાનુ હુ પસદ કરીશ નહી

મીનુનો ચેહેરો ખુલી ગયો

"મારી મીઠી માણેક, મને એમ લાગુ કે મારા વગર તુને સોહવાશે નહી, પણ જો હુ ઘરમાજ રહુ તો તુ બધો વખત મારી સાથે રહેશે? વાચવાને બહાને ઓરડો બધ કરીને એકલી તો નહી બેસી રહે?"

"તે તો જેમ મારી મરજી તમારેથી આજે જવાશે નહી."

હવે મીનુનો ચેહેરો ઉતરી ગયો "નહી, મારેથી ઘરમા રહેવાય નહી, હુ બધાને પ્રોમીસ આપી ચુકોછુ"—

"કેપટન મીનોચેહેર, તમે મારા હુકમનો અનાદર કરોછો?" તે ઉછાછળી ઓરત મોટે સાદે પુકારી ઉઠી

"માણેક, જરા ધીમે બોલ કોઈ સાભળશે—"

"મને તેની દરકાર નથી ગમે તો આખુ ઘર જાણે તમારી એવી એક ગ્રહસ્થને નહી છાજતી ચાલ ઉપર હુ ઠપકો આપુ છુ, તમો સાભળોછો? તમારેથી નહી જવાશે"

"માણેક" મીનુએ નજદીક જઈ ધીરેથી તેણીના ખભા ઉપર હાથ મેલ્યો મને ખરૂ કહો કે મારી હાજરીની તુને ઘણી દરકાર છે અને તેમ હોય તો હુ હમણા અહી રહી જવા તઇયાર છુ

"બાજુ જાઓ કેપટન," માણેક તેના હાથને તરછોડી કાઢી વાઉ જેના મોટા અવાજે બોલી "તમારી હાજરીની મને ચમટીભાર દરકાર નથી, હુ તમુને ધિક્કારૂ છુ"

આ ઝેરી સખુનોએ એક કાતેલ કાપ માફક મીનુના જીગરના ચીરયા કરી નાખ્યા, અને લગન પછીના આ પહે-

બાજ દિવસે તેણે પોતાનો બદબખત માન્યો શું માણેક જે બોલી હતી તે ખરા દિલનુ હતુ ?

એક સખુન પણ વધારે બોલ્યા વગર તે જવાન ઓરડામાથી બહાર નીકળી ગયો

પોતાની માતા અને મનીજેહની સાથે ગાડીમા બેસી તે જાગીરદારને ત્યા જવા નીકળ્યો, પણ બધો વખત તે તદન ચુપ બેસી રહયો

નવજોતના ઘરમા ધામધુમને રગરાગમા કશી મણા ન હતી જે લોકે ગામડાની લગન નવજોત જેવી ક્રિયા જોઈ હશે તે લોકો મોઢામા પાણી લઇને તેની યાદ કરશે ગામડના ઢોલીઓ ને નગારખાનાના પેપુરા ને તાબરતાઉ તાબરતાઉ તાબરતાઉ, ઉપરાત સુરતનુ નાનેખતાઈ બેડ પણ હાજર હતુ બારણે બારણે ફુલોની તોરણ ને ચોક ચાદણુ સાથે ચાઈ ચાઈના કપડાવાળા હસતા રમતા ભુલકા ને નવી રગબેરંગી સાડીઓમા સજ થયલી સોવાસન સુદરીઓથી મેળાવડાનો દેખાવ ઘણો મોહક લાગતો હતો નવજોતની ક્રિયા ડુમસના આદરીયાનવાળા મુબેદ મેહરનોશજી મુલ્લા ફીરોજ અને સુરતના દસ્તુર દીનયારજીએ કીધી અને સુરત સુધીથી આવેલા પરોણાઓ સાથનો આ મેળવડો પવિત્ર ક્રિયા પુરી થયા બાદ જેમ મન ચાહે તેમ મોજ કરવા લાગ્યો

મનીજેહ, બહારના વરડા ઉપર ગોઠવેલા ફુલોના કુડા તપાસતી ઉભી હતી તેટલા તેની સામે જાગીરદારનો નહાનો બેટા રતનશાહ આવીને ઉભો

“ કેમ મનીજેહ કેમ છેઓ, તમે તો કાઈ ઘણા મોધ. થઈ ગીયાછ ?” તે જવાને પોતાની સોનેરી રગની આખો ચમકાવી છડેચોક મનીના ચેહેરા ઉપર ટીકયા કરતા પુછયુ તેની મુછના આકડા રાબેતા મુજબ આસમાનસે વાત કરતા

હતા આજની સગાનવતી ક્રિયાને બરનો સફેદ પોશાક તેના આગ ઉપર હતો નહી તેને બદલે કાળા સુટમા તે સજ થયો હતો અને કોટના બટન ખુલ્લા હોવાથી માહેથી તેનુ ભારી સોનાનુ ઘડીઆળ દેખાતુ હતુ જે રીતે તે છાતી ખીલાવી વાતે ઉભો હતો તે ઉપરથી કોઈબી સમજુ નાર તેને છાલકીનુ અધરણ ધારયા વગર રહે નહી

"હુ સારીકાણી છેઉં, થેંક યુ" તેણીએ દુર બહાર નજર રાખતા કહ્યુ

"તમે જાણતા તો હશો કે મારા ફુવા મને વારસ કરી ગીયાછ કઇ પાચેક લાખ ખાસ્સા છે અને સેવક તેનો એકલો માલેક થનાર છે વળી મારા બાવા પાસથી એટલા મળશે, એટલે ચાલતે દહાડે દશ લાખનો વણી થવશ તમે શુ ધારોછ મનીજેહ મારા જેવા સાથે પણવા તો ભલે ભલે ઘેરની છોકરીઓ એકકે ગે હોશે, નહી વારૂ ?" તે કમઈના કોઠરાએ વાત ચલા૮

તેની આ સુફયાણી દલીલ ઉપર મનીથી મનસે હસવા વગર રહેવાયુ નહી મનીના હોઠ ઉપરના આ મલકાટનો પેલા અદુખરાએ જુદોજ મીનીગ કીધો અને હીમત ધરી તેણે ચલાવ્યુ

"હુ તમારો મોટો વખાણનાર છુ એ વાત તો તમને નવી નહી હોય, મનીજેહ, ખચીત તમે પોતે પોતાને ઘણા ભાએગશાળી ધારતા હશો કારણ જેન નસીબ પુજેલા હોય તેને મારા જેવો વર મળે, નહી વારૂ, તમ શુ ધારોછ ?

આ અભાગની સુફયાણી વાતમા વધુ રમુજ લેવાનુ હવે મનીનુ મન થયુ નહી, અને તણીએ લગાર ભવા ચઢાવયા પણ તે ફેરફારો જોવા વગર રતનશાહે તેણીના ખભા ઉપર હાથ મુકયો

"મની, તારા સ્વભાવથી હુ ઘણો વખત થયો તારી તરફ ખેંચાયોછ અને જો કે મારી ઓળખાણમા ઘણીબી જવાન છોકરીઓ છ પણ કોઇએબી તારા જેટલી અસર મારાપર કીધી નથી—તારી ખુલ્લા દિલની વાતચીત, તારૂ બોલવુ—હસવુ —"

"મી૦ રતનશાહ, હુ દલગીર છુ કે તમે આવી વાત મારી આગળ કહાડીછ હુ ખચીત કેહુ છ કે મને સ્વપનેબી ખ્યાલ નહુતો કે તમારા મનમા તમે એ કદી સફળ નહીં થાય એવી ઉમેદને પપાલતા હતા હવે પછીથી કદીબી એ વાતનો વિચાર કરશો ના, કારણ અહીની દુનિયા અહીં થાય તોબી એ વાત જીનહાર બનનાર નથી મનીએ કહ્યુ.

જાગીરદારનો આ અભગ છોકરો જે પોતાના પૈસાની મુસતાકીથી એટલો ફાટી ગયો હતો કે ભલા ધનેતરની ધીકરી પરણી લાવવાના શેખચલી વિચારમા હવાઈ કિલ્લા બાધતો હતો તે મનીના આ શાત પણ મકકમ જવાબથી દંગ થઈ ગયો, અને થોડોક વખત તો તેને સમજ પણ ન પડી કે તે પોતાના પગ ઉપર ઉભો હતો ક માથા ઉપર!

આ વખતે કાંઈ કુદરતી ખેચાણથી મનીએ ડોકયુ ફેરવી પાછળ જોયુ, ત્યા દરવાજાના ઉબર, આગળ જાગીરદારનો વડો બેટો મેહેરનુશ ગભીર દેખાવે ઉભો હતો મની તરફ આ નીચી નજરના જવાને આખો ઉચકી એક પળવાર માત્ર જોયુ, પણ તે આખોના મેળાપથી મનીએ પોતા માટે એક બીજીજ દુનિયા ખુલ્લી થયલી માની હવે તેણી વધુવાર ત્યા થોભી નહી, પણ બીજા પરોણાઓમા ભળાઈ ગઈ

"કેમ મી૦ પારખ કઈ ઘણે દહાડે મલ્યા?" મની એક જવાન આગળ થોભતા બોલી તે ઉચો પાતળો

ચશમાઈ જવાન હતો અને એવા દીલખુશ મેળાવડામા તે એક "રમકડા" ની જગ્યા સારતો તેની પરણેતર એક ઘણા ખુશ સ્વભાવની ને સારા ખાનદાનની અસીલ બાનુ હતી અને મનીની તે એટલા માટે ખાસ કરીને ઘણી વાહલી સહી હતી કે મનીના વીચાર મુજબ આ નારે એક ખરાબીની ખાહી તરફ અજ્ઞાનપણે ધસી જતા જવાનને પોતાની પના-હમા લઈ પોતાની નેક ખસલત સોહેબતથી સુધારયો હતો આ અદલ પારખની કહાણી લગાર જાણવાજોગ હતી આ માબાપનો એક પુરો હોવાથી બચપણના લાડથી તે લાડઘેલો થવા પામ્યો હતો. તેમા મોટપણમા મુબઈની સુફ્યાણી કલબોમાની ચાલુ આવજાવથી એકથી અનેક રીતની જવા-નીની લાલચમા તે ફસ્યો હતો નેપ અને બ્રેગની ખસતેખુવાર રમતોમા તેણે યાહોમ ઝીપલાવા માડયુ, અને જોતાજોતામા અદલ પારખની ખરાબીની ભયકર ખાહીમા ગબડી પડતે પણ તે અઈન ઘડીએ તેના ગયા ભવના સારા કરતબની બરકતે એક ગાહબર ફરેસ્તાના રૂપમા શીરીન કાગાએ દેખાવ દીધો લોકોએ આ જવાન છોડીને તેણીના ઠરાવથી ફેરવવાને ઘણુબી સમજાવ્યુ, પરતુ નહી તણીએ જોઇ લીધુ કે અદલ એ કીસમનો ભલો અને ભોળો જવાન હતો કે તેને સારે રાહે ઉતારતા તેના બધા દુરગુણો દુર થઈ હીરા જેવો ઝળકી નીકળે, અને તેથી આ સગુણીવત બાનુ અદલને પરણી ગઈ બેશક આ શુભ જોડાણથી તે ખાવીદ થયલો શખસ તદન સુધરી ગયો, અને ત્યાર બાદ સુરતમા પોતાના ધધાની એક શાખા ઉઘાડવાથી તે વર બછયર વરસના છ મહીના સુરત આવીને વસતા મનીને આ શીરીન સાથ ઘણી સારી પીછાણ હતી અને અદલ પણ મનીને ઘણું માન આપતો જયાબી મેળાવડામા અદલને નોતરવામા આવતો ત્યા

તે પોતાના રમુજ અને ઢોગ સોગથી સરવેને ખુશ રાખતો હુમણાબો આ રમત્યાળ જવાન પોતાના નાના માથા ઉપર જાગીરદારની અધમણીયા પાઘડી પેહેડી "છરૂન બચો" થઇ તેની ભાશામા બોલી સરવને હસાવતો હતો

"કેમ એમ ડી સાહેબ, કસા કાય ?" મની હસી

"એવણ એમ ડી કીયે દહારેના ?" એક માટીડાએ પુછયુ

"જુવોની સાહેબ, હું એમ ડી કીયે દહારનો તેનો ખુલાસો આપુ" અદલે હસીને કહયુ "સેવક જયારે પણવાના થયા ત્યારે જોયું કે આજકાલ તો બધા ડીગ્રીવાળાઓનો તાપ ભારી છે ને સઉના કારડમા, નામની નીચે બી એ ને એમ એ ને એલ એલ બી વગેરે હોય ને આપરો કાડ તો સુકો ટસ, તે જોઈ કંઇ કોઇનુ ધયાન ખેચાય ? તેથી સેવકે ભપકામા મી૦ અદલશાહ નવરોજી પારેખ એમ ડી કરીને છપાવી મારયુ, એટલે અમારા હાથના ધરતા ખુશ ખુશ થઈ ગીયા કે હેં, એમ તો છેક અમે નાખી દેવાના નહી હતા ! પણ એમ ડી શુ તે જાણોછ કે ?"

"નહી, શુ ?" કેટલાકોએ સામટુ પુછયુ

"એમ ડી એટલે મરચટ ઓફ ધોતી ! જુવો, હુસ્યારી છે કોઈના બાપની ?" અદલના આ ખુલાસાથી ત્યા ભારે હસાહસ થઈ રહી, "અરે તમે મનીજેહથી સભાળજો, નહી તો એવણુ કોઇ પેપરમા ટપકાવી દેસે જબરા લખનાર છે" માણેક બેરીસટર હશ્યો

"કેમ રતનશાહ, એમ રરતા ચનાવારા જેવુ શુ મોહુ લઈને ફરોછ ? તમારી પેલી રસ ગરે ને કટકા પડે તેવી ફુવાના પાચ લાખની વારસાની વાત ચલાવોની, બધી બાનુઓ કયારની તમારી પધરામણીની વાર જોયછને ?" અદલના આ

ટીકાથી રતનશાહને બરડે પાણી ઉતરયુ ને બધી જવાન છોડીઓ ખરખર હસી પડી

બપોરના ખાણા પછીથી અદલના મનમા વાહરૂ આવ્યુ કે એક પારસી કોનસરટ ભજવી બતાવવો પહેલા તો તેણે એક ઈટાલીયન પ્રોફેસરનો દેખાવ ધારણ કરવા માડયો એવા ગાયન વાજીત્રના ખા પ્રોફેસરો પેહેરવેશમા ઘણા સાદા બલકે તદન બેદરકાર હોયછે તેમ અદલે કાટના બટન વટીક અહીના તાહી ભેરવી દીધા હતા માથા ઉપરના બાલ બધા ઉભા હોરયા હતા, અને બની શકે તેવો એક ઈટાલીયન પ્રોફેસરનો દેખાવ તેણે ઉભો કીધો મેળાવડાની મોજમા પુરેપુરો વધારો કરવા ને રાધણીમાથી નજી ગોરાણીને બરાબર પાઠ ભણાવીને દીવાનખાનામા ખેચી લાવયો આ ધાણાના ગાસરા જેવા ગોરાણીના બગલમા હાથ આપી "પ્રોફેસર મેકીનટોશ અને મેડમ આલબાની"ને નામે પોતાની બનેની ઓળખ આપી તેને પેયાનો આગળ બેઠક લીધી કે હસાહસ ચાલુ થઈ નજી ગોરાણીબી મુવા જબરા પાહુવન, તે, "માડામ" કરીને કમરમાથી અડધો વાકો વળી અદલે એક મ્યુઝીક ચોપડી તેમના હાથમા મેલી કે તેવણે પણ વળતા તેટલાજ નમનથી "ઠેકયુ" બોલી "ઓઓઓઓ આઆ" કરીને ગીત લલકારવાનુ શરૂ કીધુ અરે મેડમ આલબાની! મારી ખાત્રી છે કે તે તારી આ "કાઉનટર પારટ"ને હજારો કોસ દુરથીબી જોઇ હતે તો ત્યાને ત્યાજ તુને ફીટ થઈ આવતે યા હીસતીરીયાની આચકીથી અરધી થઈ જત!!

તે નિરદોશ રમુજ અને વગર હરકતની મજાહ હતી. કયા મુબઇના આવા મેળાવડાની વખતે આ બહારગામવાસીઓ જેવા એખલાસથી આવી નિરદાશ પણ ખરેખરી દિલ બેહેલાવનારી રમતો થાય છે? મુબઈના મેળાવડામા

સઉ પોત પોતાને એક બીજાથી ચઢીયાતા ધારવાની ખાલી હેકરાઇ રાખી ઉંચે મોઢે ને તુમાખી અદાએ ફરતા ફરે છે ને જો બહારગામવાસી નવા આદમીઓ ભોગ ચોગડયે તેવા મેળવડામા સામેલ થવા પામ્યા હોય, તો તે અજાણાનુ શરમાળપણુ દુર કરવા તેની સાથ મળી જવાના કરતા તે ગ્રાહિત હોવાથી તેને દુરથી બધો વખત ટીકયા કરી, એક અજાણા માફક તેની સાથે વરતવામા કે શેહેરની પારસી વશતીઓમા બનતુ નથી ત્યા કોઈબી નવા આદમી સાથે ભેળાઈ જવાની ઉત્તમ ખાસીયત દરેક જણ ધરાવેછ અને તેવીજ ગામડાના આવા મેળાવડાઓ ઘણા પ્રીય થઇ પડે છે

આખા દિવસની મનભરતી મોજ પછીથી પોતાને ઉદાર હાથના યજમાનનો આભાર માની પરોણાઓ રાતને છેડે વિખેરાયા ત્યારે ગામમાયને ભેટી, મની હીરાબાઈને મીનુની સાથે, ફીરોઝબાગ આવવા નીકળી તે વખતે તેણી કાંઈ અજબ ઉલટમદ થઈ ગયલી જણાતી

---

## પ્રકરણ ૧૭ મુ.

---

## વહુમાયને આસકાં!

પણ જેમ જાગીરદારને ત્યા બધી ખુશ રંગ ને મોજમજાહ હતી તેમ ફીરોઝબાગમા તેટલો વખત ઉલટો મામલો નજરે આવતો

મીનુને અંતે ગાડીમા બેસીને નવજોતમા ચાલી જતા બારીએથી ચીમાઈને માણેકે જોયો ત્યારે તેણી લગાર ફજેત જેવી બની ગઈ ત્યારે તેણીએ ધારયુ હતુ તેમ મીનુ કાંઈ દર વખતે તેણીનો પડયો બોલ ઝીલી લે એવો નહતો

આખુ ઘર સુમસામ જેવુ લાગવાથી માણેકને પોતાના ઓરડાની એકાતતા કરડવા આવી એટલે તેણી નીચે ઉતરી દિવાનખાનામા ગઈ આરામ ખુરસી ઉપર અઢેલઈ પેપર ઉઠાવતા તેણી મનસે વિચારવા પડી કે આજની તેની ચાલ શુ ઘણી સખત હતી? મીનુને શુ તેથી ખરેખર દુખ ઉપજ્યુ હશે? ત્યાથી પાછો ફરતા તેણીના છેલ્લા બોલાયલા સખુનો ભુલીને આવશે કે નહી તે ઉપર તેણીએ થોડોવાર ગભીરાઈથી વિચાર કીધો, પણ પછી તેણીના હોઠ ઉપર ફતેહનુ હસવુ પથરાયુ તેણી જાણતી હતી કે તેણીની તારા જેવી ચમકતી આખોના તલેસમ આગળ મીનુ કયા સુધી મન મક્કમ રાખી શકનાર હતો, તેણીના એક મીઠા હસવાથી તે ભોળ્યો જવાન તેણીના પગ પાસ ખેચાઈ આવવાનો વીલબ કરશે નહી

હા, મોટે ઘરની માણેક, તારા જેવી ખુબસુરતી થોડો વખત સુધી મર્દોને દિવાનાપણાની અસરમા ઉતારેછ ખરી, પણ બધાની હદ્દ હોયછ, કેટલાએક સખુનોનુ ઝેર એવુ જાવેદાન કાતલ નીવડેછ કે તે ખુબસુરતીથી કે ચમકતી ચશમો ના મોહ પમાડનારા ચમકારાથી વટીક ધોવાઈ જતુ નથી

તાણીએ વાચવામા મન ગોઠવાની તજવીજ કીધી તેટલા દરવાજો ધીમેથી ખુલ્યો અને મીનુના પિતા મનજી ભાઈ ગભીર કદમે અદર ચાલી આવયા

માણેકે કોઈનીબી હાજરીની સર્વથી છેલ્લા ખાએસ કીધી હોય તો તે આ તેના મકમ ઠરાવ બતાવનારા સત્તાવાન ઠપછપના સસરા હતા જે દિવસની તેવણે પોતાની આ વહુને બદર્ગાના ભેગી થવાને હુકમ કીધો હતો, તે દહાડેથી માણેક આ ફીરોઝ-બાગના માલેકને ખરેખરી સતા સમજતી

થઈ હતી, અને પોતાની હકારી તોડનાર આ એકજ મરદ હતો એટલે માણેક તેને ખરા દિલથી ધિક્કારતી મનજીભાઇના ચેહેરાની ગંભીરાઈ જોતાજ માણેક પામી ગઈ કે તેવણની આ મુલાકાત કાંઈ સારી નીવડવાની નહી

પોતાના ધણી સાથ મોટે સાદે તેણીએ જે તકરાર કીધી હતી અને તુચ્છકારના સખુનો વાપર્યા હતા તેની યાદ થતાજ તે ઉછાછળી ઓરતના ગાલ ફિકકા મારી ગયા અને તેણીએ મનજીભાઈને ખુરસી ઉપર પોતા સામે બેસતા જોઇ, ઉઠી જવાની તજવીજ કીધી

"મારી દીકરી, બેસો, મારે તમારી સાથે કંઈ વાત કરવી છે" તે બુઝરગ ગ્રહુસ્થે નરમીથી કહયુ "મને ફરજયાત તમારી એક ફેરજ તરફ તમારા કાન ખોલવા છે અને તે હું બનતા સુધી ધીરેથી તમને સમજાવશ"

માણેકે અજાયબીથી તેમનો ચેહેરો ટીકયા કરીયો

તમે મને શું કહેવા આવયા છો તે હું જાણતી નથી, પણ એટલું તો સાંભળી લેવો કે તમે ધારી હોશે તેવી અસર મારી ઉપર તમારા ટાહેલાથી થનાર નથી." માણેકે ગુસ્સાથી કહયુ

"આપણે તે જોઈશું, તમારી લાગણી દુખવવાનો મારો વીચાર નથી ને તેથી હું તમારી ખામીઓ ઘણી નરમીથી સમજાવશ" મનજીભાઈ બોલ્યા

"ખામીઓ! હીરામાણેક ખાનદાનના કુળવાન શેઠિયા હીરાજી શેઠની એક પુરી બેતી માણેકની ખામીઓ! આ ઉજબખ અંધયારડો શું બકતો હતો'" આવા માણેકના મનના તરંગ હતા.

અલબત તે કાંઈ એન મોટેથી પોતાના મનના વિચારો બોલી નહી તેણીને તોરથી એટલોજ જવાબ આપ્યો—

"હુ, મેહેરબાની કરીને તમુને જે બોલવુ હોય તે જલદી બોલી લેવો"

મનજીભાઈએ તે છોડી તરફ જોયુ તેણીના તુમાખ અને તોરની તેવણે પરવા કીધી નહી, પણ આવી એક નાદાન સુદરીને એક ખરા મુરબીના આકોશ અને એક પાલનહાર પિતા જેવાની બાહેધરીની કેટલી જરૂર હતી તે તેવણે જોઈ લીધુ

"મારી વાહલી દીકરી, એ ઘણા અફસોસની વાત છે કે તુ નબાપી છે અને તેબી જયારે તારી જીદગીમા મોટા ફેરફાર થવાનો વખત આયો ત્યારેજ તુ એક સલાહકાર મુરબીની સહાયતા વગરની થઈ પડી એ વધારે કમનસીબી છે!"

પણ તેણીની બાપની યાદે આ છોકરીનો જુસસો વધારે ગરમ થઈ આવયો તેણીના ચકચકતા ડોળાઓની પાછળથી તણાઈ આવતા ગરમ આસુઓ ગોયા તેણીની આખને દુખની અગાનીના ભભુકાથી બાળી નાખવા લાગ્યા અને તેણીએ વધતા તુમાખથી કહયુ--

"મારા બાવાનુ નામ હુ તમારે મોહોડે સાભળવાને ખુશી નથી તેવણ સાથે તમુને કશીબી નીસબત હતી નહી"

'તેવણુ જો હઇયાત હને અને તમારે મોહોડે આજે બાહાર પડેલા સખુનો જે તમે તમારા ધણીને કહી સભળાવયા તે તેવણના કાન ઉપર આવયા હતે તો તેવણ શુ બોલતે?"

એક પલકારામા હીરામાણેક પેલેસમાના તે શુશોભીત સણગારના પણ ઝાખી બતીથી અધારામા કીધેલા ઓરડામા

ના રેશમી કુદરતનીવાળા નરમ બીછાના ઉપર પડેલા તેન શેઠીયા બાપ તેણીની નજર આગળ આવી ઉભા અને તેવણુ ના છેલ્લા સખુનો તેણીએ ગળે બધાતી કાચગી સાથે યાદ કરયા આહ ! તે મરતા બાપની ખાએસ પ્રમાણે તે કેપટન મોનોચેહેરને પરણી ગઈ હતી પણ તેથી શુ તેના બુઢા બાપને હાથે તેણી અપમાન ખમતી બેસે ?

ગુસ્સાથી ઉછળી આવી તેણી એકેદમ બોલી "મને નહી ખબર કે ફીરોઝબાગમા કાનાસુરીનો પવન વાય છે, હુ તો હંમેશા કાનાસુરી કરનારને હીચકારા સમજતા શીખી છુ "

" માણેકબાનુ, તે કાનાસુરી નહીં હતી તમે એટલા મોટા શાદે બોલ્યા હતા કે મે ને મારા ઓરડામા બેસીને સાભલ્યા હતા "

" ભલે, ઠીક થયુ તમે સાભળયુ તો, હુ તે માટે જરાબી શરમાતી નથી " તેણીએ બેપરવાથી કહ્યુ

" તમે જે બોલોછો તે ઉપર બેવાર વિચાર કરો જે મરદને તમે પરણ્યા છો, જે તમારો ધણી, તમારો માલેક થયો છે, તમારી ઉપર આંધળી ફિદાગીરીથી તણાયો છ અને જેને તમે ખોદાની દરગાહમા સદા તાબેદારીથી ચાહવા અને માન આપવાને કબુલ કીધું છે તેને તમે ધિકકારો છો ? બચીત, વિચાર કરીને જોતા તમે તમારા સખુનો પાછા ખેચી લેશો "

પણ માણેક બાનુએ તો હવામા નાકનુ ટીચકુ ઉંચુ કીધુ

" તમારા જેવા નમાયા ને નબાપી બાનુને મારા જેવા બુઝર્ગ તરફની સલાહ ઘણી કીમતી સમજવાની છે કારણ તેમા તમારૂ પોતાનું સુખ સમાયલુ છે આજે મને જે ખાસ તમારી આગળ બોલવું પડે છે તે એટલાજ માટે કે મારા

એક પુરા સપુતના સુખની લગામ તમારા નાદાન હાથોમ પકડાયલી છે એ અમારો બેટો, એની લાયકાત ને માબાપ તરફની તાબેદારીને ખાતર અમોને અમારી આખની કીકી જેવો વાહલો છે અને જેનેથી ને સુખ શોધતા હોય તેનામા અમે રાજી છીયે તેનો બધો જીવ જાન તમારામા છે અને તે તમને એક ફરેસ્તા માફક પુજે છે—પણ આવો તુચ્છકાર ગમે એવો નરમ ખાસીયતનો ખાવીંદ પણ સાખી શકે નહી? અને તમે એટલે સુધી આગળ વધો તે આગમજ બેવાર વિચાર કરજો કે એને હીણવા જતા તમે સદાનુ સુખ ખોઈ નહી બેસો "

" બસ તમે બોલી રહયા, તેમ હોય તો મને કહી દેવો કે હુ મારૂ વાચવાનુ ચાલુ કરૂ " તદન ઠડે કલેજે માણેક બોલી

" તમો વાચવાનુ થોભી શકો " મનજી નાદીરે ટેબલ ઉપર પડેલુ " જામે જમશેદ" પેપર ઉચકીને બાજુ મુકતા કહયુ "મારૂ કામ વધારે અગત્યનુ છે હા માણેકબાનુ, હુ જોઈ શકુ છુ કે તમે તમારી ખુબસુરતી માટે ઘણા મુશતાક છો, પણ હુ મારા બેટાને તમારા કરતા વધારે સારી રીતે ઓળખુ છુ એ ઉમરાવ ખાસીયતનો ને ખરેખરો નેક ખસ-લત છે પણ આજના જેવો તુચ્છકાર તમે બીજી કોઇવાર એને બતાવવાની મુરખાઇ કરશો તો અ તની ઘડી સુધી એ તમને એ માફ કરશે નહી અને તેમ થવાથી એ અમારા વાહલા બચાને દુખી કરી તમો અમારી જઇફી કચડી નાખશો "

" મને નહીં ખબર કે કેપટન મીનોચેહેરને પરણવામા હુ એના કુટુબનેબી પરણીછ "

જે ખાનદાનમા તમે જાવેદાન સુધી જોડાવા આવ્યા તે કુટુબના આદમીઓ તમારા પોતાના બેથી બરાબર છે મા-ણીકબાનુ, મને એક જવાબ આપશો ? મને શક તો પહેલથી હતો અને આજના તમારા મીનુને બોલી સભળાવેલા સખુનો પછીથી તો મારી પક્કી ખાત્રી થઈ ગઈ છે કે તમે તેને ચાહતા નથી ના પછી મારા બેટાને પરણવાની તમારી મકસદ શુ ?" મનજીભાઈએ સવાલ મુકયો

તેણી સખત ચોકી, પણ હજુર પોતાનો દુમામ ટકાવી રાખી તેણી ધીક્કારથી બોલી. "તેના બુઢા બાપને મોહને અપમાન ખમવા તો નહીંજ !"

"તેને પોતાનેજ ત્યારે અપમાન કરવા કે? તમે એમ સમજતા લાગોછો કે અમારા કુટુબમા આવી તમે અમને મોટુ માન આપ્યુ છે પણ જો મારા સપુત બેટાને હીણવા ને તેને હરધુત કરવા જો તમે તેને પરન્યા હોવો તો તેના કરતા તો તે એક છાણા થાપતી અભણ પણ અસીલ ગામ-રયનને પરણી લાવતે તો હુ વધારે ખુશી થતે" અને મન-જીભાઇએ એક ભારી નીસાસો ફેકયો

"સાહેબ, તમારી આવી જગલી વાતને આવા હરડતા અપમાન સાભળવા હુ અહીં વધુ વખત થોભનાર નથી મારા બાવાનુ કુલીન ખાનદાન તમારા અધચારડા ખાનદાન સાથ ભેળવામા હુ હલકી તો થઇચ, તેમા એક છાણા થાપતી ગામરયન મારા કરતા ચઢે એમ તમારૂ બોલવુ એ નહી માફ થઇ શકે એવુ અપમાન છે હુ ખરા દીલથી ઈચ્છુ ચ કે તમારો છોકરો એક તેવી અભણ ગામરયનનેજ પરણ્યો હોતે તો સારૂ, કે જેમ થવાથી તે તમારા ખાનદાનને બર-નીજ વહુ લાવવા પામ્યો હતે મે મારૂ ભવિષ્ય તમારૂ જવાને ત્યા આવવામા બરબાદ કીધુ છ એ મારી કમનસીબી

છે તમારા જેવા એક બેઅદબ આદમીના ઘેરમા હુ ચોવીસ કલાકથી વધારે રેહેવાને હવે પસંદ કરનાર નથી હુ આવતી કાલે ફીરોઝ–બાગ સદાને માટે છોડી જવશ," અને મનજી-ભાઈને ભારે ગમગીનીમા ગીરફતાર જેવા છોડી તેણી ઓરડા બહાર ચાલી ગઇ

———— o ————

## પ્રકરણ ૧૮ મુ

## ફીરોઝ–બાગમાંથી વહુમાયની વિદાયગીરી

જાગીરદારને ત્યાની નવજોત પુરી થતા મીનુ પોતાની પિત્રાણુને માતા સાથ ગાડીમા બેસી ઘર આવ્યો ત્યારે તદન ચુપ હતો આ બધો વખત એકજ ખ્યાલે તેનુ મગજ કોત્રી ખાતો અને તે એજ કે માણેક પોતાના વાતકી બોલો માટે પસતાઈ હશે કે નહી પેહેલા તો તે શબ્દો ખરા દાખલ માનવાને તે લગભગ તઇયાર થયો હતો પરંતુ જેમ વખત વેહેતો ગયો તેમ "હુ તમને ધિક્કારૂ ચ"ના કાતીલ સખુ-નોનુ ઝેર તેના હઇયામાથી ઉતરતું ગયુ ગાડીમા મનીબી ચુપ હતી. ફકત હીરાબાઈ આજની મજાહ ઉપર તરેહવાર મન આપતા હતા આજની તમામ ગરબની ભરેલી માગન ભોઈ ન "ભારોભાર મેવાનો મલીદો ' કે પ્રેમચંદ હલવઇને ત્યાની "તાજી બરફીના ઢેફલા" એ બધા ઉપરની તેમની મુજાહેમતમા મીનુ કે મની બને "હું" "હ ’ના હુકારા સીવાય વધારે ભાગ લેતા હતા નહી

અંતે ગાડી ઘર આગળ થોભતાજ કુદકા મારતો મીનુ બબે ફાડયા ચઢતો ઉપર ગયો તેણે માણેકને સુવા જવાની તઇયારીમા જોવા ધારી હતી ત્યાનો દેખાવ જોઇ તે ઉંબરમાજ

સ્થભ થઈને ઉભા માણેકબાનુ એક મોટી આરામ ખુરસી ઉપર અઢેલાઇ બેઠા હતા અને તેમની આયા લુઈઝા શેઠાણીના હુકમ મુજબ બધી મુસાફરીની ત્રકોમા કબાટમાથી કપડા કાઢી ગોઠવતી હતી

"મારી માણેક!" તેણે જે બોલવા ધાર્યુ હતુ તે ભુલી જતા એટલુજ કહયુ "એનો મીનીગ શુ ?"

"એનો મીનીગ એ કે હુ આવતી કાલે મુબઈ જાઉચ, જા લુઈઝા, હમણા તારૂ કામ નથી" એટલે આયા તરતજ ત્યાથી ચાલી ગઇ

"બારણુ બધ કરીને અદર આવો, મને ઠડી વાગેચ"

"કાલે મુબઇ પાછી જાએચ, માણેક, તુ મશકરી કરતી હોશે ?"

"આવા હરડતા અપમાન પછીથી મશકરી કરવાનો વખતજ રહયો નથી"

"અપમાન ? કોણે તેમ કરવાની હિમ્મત કીધીચ ?"

"આય ઘેરના ઘેરવાળાએ" માણેકે તુચ્છકારથી કહયુ

મીનુએ પોતાના કાન ઉપર ભરૂસો મુકયો નહી તે શું ખરૂ સાભળતો હતો

"મારા બાવા ? માણેક! તારી કાઈ ભુલ હોશે"

"ભુલ ? જયારે તેવણે પોતે મારી સામે આવીને મને કહયુ કે મારો ચાલ મારા સસાર સુખને ઉધી વાળવા જેવી હતી ને મારા કરતા તો એવણનો દીકરો કોઇ છાણા થાપતી ગામડીયનને પરણયો હતે તો વધારે સારૂ બસ હુ એક દહાડોબી વધારે આય ઘેરમા રહેવાની નથી"

"શુ બાવાનુ ભેજુ ખસી ગયુચ! એવણે તુને એમ કહયુ, મારા ખોદા, મારી લાડકી, હુ કયાને કયા તુને મુકી

ને ગયો અલબત, હુ બરાબર સમજુચ કે મારા જેવાને પરણી તે મને ઘણી મોટી ઈજ્જત બક્ષાચ, અને તેના બદ લામા તુને એવા બોલો સાભળવા પડે એ હુ કદીમી લઈ ચલાવીશ નહી પણ—પણ—બાવાને એમ બોલવાને શુ કારણ મલ્યુ હશે ?"

"મારી ખાત્રી છે કે એવણે કાનામુરી કરીને આપણી વાત સાભરીચ—"

એક પળકારામા મીનુને પોતાની બઇરીના પેલા કઠોર વચનો યાદ આવ્યા અને તેનો ચેહેરો ઉતરી ગયો તે તુરત માણેકના પગ આગળ બેસી જઈ તેણીના રૂપાળા હાથો પોતાના ભારી હાથમા ઉઠાવી ક ગરત અવાજે બોલ્યો —

"માણેક, મને કહે કે તુ જે બોલી હતી તે ખરા દિલનુ નહ' હતુ, ઓ, તે તારા બોલોએ મને આજે આખો દહાડો જપ આપી નથી માણેક, મારા સુખનો આધાર તારી એકલીમા છે, તારા એક મીઠા હસવા આગળ મારા સેકડો સગાને બાજુ મેલવા તઇયાર છુ, પણ—પણ મને કહે કે પેલા તારા બોલો ખરા દિલના નહી હતા—

તેની આ અરજ ઉપર કઠોર હઇયાની માણેકનુ દીલ પણ પીગળીને પાણી થઈ ગયુ, વળી તે સાથે પોતાનો કકો હમણા ખરો કરવાનો વખત હતો એટલે તેવી વખતે તણીએ મીનુને રમાડી લવાનો રસ્તા લેવાનુ વાજબી વિચારી કહયુ -

"અલબત માનોચેહર, હુ જે કાઈ ગુસ્સામા બોલુ તે કાઈ ખરૂ માનવાનુ નથી' તેણીના આ સખુનોથી મીનુના જીગર ઉપરથી મોટો બોજો ઉઠી ગયો

"હા, મારી વહાલી, મ ધારયુ હતુજ કે તારાથી અમથ ઉતાવળે એમ બોલાઇ જવાયુ હતુ જો કે તે બો-

લોથી મને તો એમ લાગ્યુ ક આપણા વચ્ચ હવે કદીબી સુખ જેવુ બાકી રહ્યુ હતુ નહી—"

નીનુના આ બોલોથી માણેકનુ જીગર ઠ ડુ મારી ગયુ ત્યારે તેણી જાવેદાન સુધી પોતાના ધણીને હડધુત કરવાના બદલામા કાઇ હમેશા તની તરફથી ઉ ાર માફી મેળવશે નહીં હાલની બાજી રખે હાથથી જાય તેના ડરથી માણેકે મીનુને પોતાની પક્ષમા પુરેપુરે લેવા ખ તર વકી વળી તે જવાનના ખભાને પોતાના હોઠ લગાડયા આ મોટામા મોટી નવાજેસથી નાનુએ પોતે પોતાને સાતમે આસમાને પુગી ગયલો માનયો ! તેણે પોતાની પરણેતરને પાસામા લીધી અને મતલબી માણેકે મુગે મોહડે તેનુ હેત લઈ ચલાવ્યુ

" હુ હમણાજ નીચે જઈને આપણી કાલે મુબઈ ઉપડી જવાની ખબર આપી આઉછુ, તુ તાર નચીત રહે ડીયર, મામાનેબી હુ નેવગુની ચ વ ે ા અખુન સાભળાવી આવશ" અને તે ઓરડો ાડી ગયો

" માણેક કેમ છે, દીકરા ?" હીરબાઈએ પુછયુ

" માયજી, એની તબીયત જરાબી સારી નથી હુ ધારૂછ કે મે એને અહીની કકરતી ઠડીમા લાવવાની ભુલ કીધીછ—" મીનુ બોલવા ગયો

" એ શુ હમેશા બિચારી એવી એકલી રેહછ ? હીરાબાઈએ ફીકરથી પુછયુ

" હા, એવા મોટે ઘેરના બચ્ચાઓ તો હમેશ એવા નાજુક હોય, પણ છે તે હુ એમ કેહતો હતો કે ગરમીના દહાડા અમે અહ. આવ્યા હોતે તો સારૂ" અહી તે પોતાના બાવાને ટેબલ આગળ બેઠેલા જોઈ તેવણ આગળ જઇને બેઠા

"બાવા, મારા ધણીઆણીને લઈ કાલ મુબઈ જાઉછ" તેણે સાદ નાખી દઇને કહ્યુ, આ વખતે તે બાપ બેટા ત્યા એકલા હતા

"હુ એ સાભળીને જરા મી અજબ થતો નથી મીનુ, જે રીતે તે હમણા તારા માય સાથે વાત કીધી તે ઉપરથી હુ પામી ગયો કે કઈ એવીજ મતલબ સર તુ બોલતો હતો"

"તમે આજે બપોરે એની સાથ એવી રીતે વાત કીધીછ કે તેથી એ ઘણી ઉશકેરાઈ ગઈછ, અને તમારૂ બોલવુ એને મોટા અપમાન જેવુ થઈ પડયુ ચ, એટલ હવે એને વધારે વખત અહી રાખવાની મારી મરજી નથી"

"માણેક બાનુ એ ખુલાસો આપતી વખતે સચાઈને પોતાને સાથી બનાવ્યો હતે તો હાલમા તુ જેવી રીતે મારી આગળ બોલેચ તેમ બોલતે નહી" તે બુઝરગ ગહસ્થે દુખી અવાજે કહ્યુ "જો કઈ અપમાન જેવુ અમારા વચે પસાર થવા પામ્યુ હોય તો તે મારા તરફથી નહી પણ એના તરફથી હતુ મે મારા આખા જનમારામા કોઇ બાઈ માણસને અપમાન કીધુ નથી તો મારા એક પુરા બેટાની ધણીઆણી તરફ હુ તેમ વરતીજ કેમ શકુ ?"

"પણ બાવા, હુ ધારૂ ચ કે એક વર બઇયર વચેના મતફેરમા ત્રીજાએ વચે પડવુ જોઈયે નહી —"

"તે મતફેરી આખુ ઘર સાભરે તેવા મોટા અવાજની હતી—"

મીનુએ બેજારતથી હોઠ કરડયો

"અને તેથી મને બોલવાની ફરજ પડી મારા પેટના બચાને જેવી નેક સલાહ હુ આપુ તેવીજ નસીએત મે એને આપી—"

" પણ બાવા, મારી બઇરીને સલાહ આપવાનુ મારૂં કામ છે—"

"હા, પણ તે તારી ફરજ બજાવી નહી અને તેથી મારા ને તેના બનેના સુખ માટે મને બોલવુ પડયુ એના મોહનામાથી બહાર પડેલા બોલો ઘણા કઠોર—"

" પણ ને તો એ અમથી ઉસકેરાટમા બોલીતી એ માટે નો એણે કયારનો મને ખુલાસોબી આપ્યો કે તેમ બોલવાની તેની કઈ મરજી હતીજ નહી"

એ સાભળી હુ ખુશી છેઉ " મનજીભાઈ ખરા દીલથી બોલ્યા

" બાવા, તમે મારી બઈરી મોટા ખાનદાનમાથી ઉતરી આવીચ તેથી એની વીરૂધ છેવો.—"

" નહી મીનોચેહેર, તેમ નથી ફકત તેમજ હને તો મને વાંધો નહી હતે, પણુ એ વણુાજ ઉછાછલાને અધરમો વિચારની છે તેથી મને ઘણુ દુ.ખ ને નાસીપાસી ઉપજીચ."

" ઠીક છે, તે નાસીપાસી તમારી નજર આગળ વધુ વાર તમે જોયા કરશો નહી" મીનુએ ચટકાથી કહયુ

" મારા વાહલા ફરજંદ, તુ અહીથી જવા માગેછ તો હુ તુંને રોકી શકતો નથી, પણુ તારા ને તારી વાઈફના ભલા માટે મારા ખરા દીલની તુને સલાહ છે કે તારી બઈરી સાથ મકકમતાથી વરત, હાલમા ફિદાગીરીથી ગુમરાહ બનેલા તારા મગજમા મારા નશીયત તુને કડવી લાગશે, પણ મારા સપુત, સંસારમા સુખી થવાનો એ રસતો નથી, બઈરીને લાહરો આપનાર, તેને માથે ચહડાવી મુકનાર ખોદાની નજરમા ગુનેહગાર જેવો છે, કારણ ખરાબીનુ મુળ તે ઓરતની જાતને લાહરો આપ્યાથી થાયછ બઇરીને ખાતર બુજોરગ માતપિતાનો તુછકાર કરનાર આધળા હેવાનો માહેલો તું

નથી, પણ મારૂ બોલવુ યાદ રાખજે કે બઈરીનો ગુલામ બનવામા તુ તારે હાથે તારા સસારમા કજીયાનુ ને અશાતીનું બી વાવરો, તારા ભલાને ખાતર મને બોનવુ પડેછ તે માફ કરજે, પણ સુખી થવાનો એ રસતો નથી"

મીનુને લાગ્યુ કે તેનો બુજોરગ પિતા જે બોલતો હતો તે ખરૂ હતુ, પણ પોતાની બાયડી તરફની તેની અથગ ફિકાગીરીથી તે ચુપ રહયો

"જો માણેકબાનુ જવાજ માગતા હોય તો બેલાશક જાવો, પણ યાદ રાખજે કે તારે માટે ને તારા વાહલાઓ માટે ફીરોઝ બાગ સદાનો ખુલ્લો છે"

મીનુએ અહીં પોતાના બાપનો હાથ મમતાથી ઝાલ્યો 'મારા મેહેરબાન બાવાજી, તમે અમને જવાની રજા આપોચ તેથી હુ ખચીત તમારો ઉપકાર માનુછ" અને તે બાપ બેટા છુટા પડયા

હીરાબાઈ ને આવામાસી તેમજ મની ને મનજીભાઇએ આજ બપોરની બધી વાતથી વાકેફ કરયા એટલે પેલા વર વહુની મુબઈ તરફની ઉઠાગારીએ તે લોક અજબ થયા નહીં પણ ગરીબ હીરાબાઇને પોતાના બેટાથી છુટુ પડવાનુ થશે તે જાણી બેહદ દુખ થયુ

બીજે દીવસે મુસાફરીની તઇયારી ચાલી મીનુ પોતાની ધણીઆણીની ડજનબધ ત્રક ઉપર લેબલ કરવા અને ગાડામા ભરાવાની ધામધુમમા પડયો હતો, તે વખતે મુસાફરીના પોશાકમા સજ થયલા મોટે ારના માણેકબઇ નીચે આવ્યા ગરીબ હીરાબાઇનો પોતાની વહુ વાપરવાનો સ્વપ્નો અચબુચ ઉડી ગયો હતો, એટલે આજ સવારથી તેવણ આખ પાણી કરતા હતા આવામાસીબી ઘણા દુખી હતા માણેક જતી વખતે સારૂ મનાવા તે બને ઉમરે પહોચેલી બેનોને ભેટી અને પછી

મની તરફ ફરી આ બધો વખત તેણી શાંત ને કઠોર જેવી જણાતી હતી પણ મનીથી છુટુ પડતા માણેકની આખ ભીંજાઈ ગઈ

"મની, તુ મને કેમ યાદ કરશે ?" માણેક તે જવાન પિત્રાણના ગળા આસપાસ એક સુદર સાકળી પહેરાવતા બોલી "આય લોકીટમા મારી સબી છે અને મારી યાદ તારા મનમા તાજી રખાવવા હુ તુને આય આપુ ચ, બોલ, મની, મને તુ યાદ કરશે કે ?"

પોતાના મુરબ્બી બાપ તોલના મામા મનજીભાઇને છડે-ચોક અપમાન કરનારી આ તુમાખી છોકરી માટે ગઈ કાલથી મનીના જીગરમા કહેરના ઉછાળા થતા હતા, પણ આ કર-ગરતા અવાજથી તેણી પીગળી ગઇ અને માણેકને ભેટી પડતા તે બોલી "માણેક, તેને સુખી કરજે, અમારી ઘેરના પનોતા સપુતને સુખી કરજે ને ખોદા તુને સુખી કરશે "

કાંઈ અજબ ખેચાણથી આ મોટે ઘરની સુદરી, સાદી મની તરફ ખેચાઇ હુતી અને તેણીના પાસામા માણેકે ખરા દીલના આસુ રેડયા પણ થોડીજવારમા સાવધ થતા તેણી બોલી —

"મને ભુલી જતી ના, ગમે તે થાય પણ મને યાદ કરજે "

આહ ! પાછલા દીવસોમા આ સખુનોની યાદે મને કેવી રડશે "

"માણેક, ચાલ ડીયર, ગાડી તઇયાર છે," મીનુએ અહી આવીને ખબર આપી. જ્યારે માણેક ફીરોઝબાગના આગલા ઉંબર આગળથી બહાર નીકળવાની તઇયારીમા હુતી ત્યારે એકાએક બુઝરગ મનજીભાઇ ત્યા આવી ઉભા તેમને જોતા માણેકની રીતભાત બદલાઈ ગઈ

"મારી વહાલી દીકરી, મારા જેવા એક બુઢ્ઢાને તો તું માફ કરશે ને જતી વખતે મારા જીવને સંતોશ આપશે." તેવણુ કરગરતા અવાજે બોલ્યા

માણેકે તેવણના લંબાયલા હાથમા પોતાનો નાજુક હાથ મુકયો. ખરો, પણ સેહેજબી પસતાવાની કે માયાની લાગણી તેણીના આંખમા દેખાઈ નહી છ

"અલબત બાવાજી, મારી માણેક બરાબર સમજેછ કે તમે જે કંઈ કહ્યુ તે અમારા ભલા માટે હતુ" મીનુ બોલી પડયો

મનજીભાઈએ પોતાના બેટાના સખુન ઉપર ધ્યાન આપ્યા વિના માણેકનો નાજુક હાથ લઈને પોતાની આંખમા દાબયો

"ખોદા તુને સુખી રાખે, મારી દીકરી, કારણ તારાં સુખમા હું મારા સપુતનુ સુખ જોઉચ તારેથી ફીરોઝ—બાગની વસતીવારી કાયમ રહેનાર છે માટે ફરી કહુ ચ કે ખોદા તુને સુખી રાખે"

અને પોતાના બેટાને ચાપીને કોટ્રી કરી તે વૃદ્ધ ગહ-સ્થ રડતી આંખે અંદર ચાલી ગયા

માણેકના હોઠ તુલીક પસતાવાને માફીના સખુનો તણાઈ આવયા તણીને લાગ્યુ કે ઘટે તે કરતા તેણી વધારે સખત થઈ હતી, પણ નહી, તરત તેણીને પોતાને થયલુ અપમાન યાદ આવ્યુ અને તેણી મીનુનો હાથ પકડી ગાડીમા બેસી ગઈ

'મારા ગરીબ બાવાજી, માણેક તુને એમ લાગેછ, નહી વારુ, કે મારા બાવાનો બીલકુલ કસુર નહી હતો." મીનુને લાગયુ કે તેણી ઉપર અસર થયલી હોવી જોઈએ એટલે તે ફરીથી બોલ્યો

"ડીયર, બિચારા મારા બાવાએ આપરૂ ભહુ ચાહીને જ બે સખુન નસીયતના કહયાતા, નહી વારૂ ?"

"આય ભયકર રસ્તાપર ગાડીના ખરીયા ખરખર વચ્ચે ટાહેલા ના કરો, તમે શુ બોલોચ તે મને અરધુંબી સમજાતુ નથી"

આ તુમાખી જવાબ ઉપર મીનુએ મોટી હાય ફેંકી અને વધુ કાઈબી ન બોલવાની મકસદે તે ચુપ બેઠો.

આહ! માણેક, તારા નેક ખસલત સસરા તરફની આ તુમાખી માટે તુ પાછલે દહાડે કેવા લોહીના આસુએ રડીને પસતાવો કરશે! તુચ્છકારથી છોડી ગએલા ફીરોઝ–બાગમા પાછી આવવા કેવી ખોદાતાલાની મીન્નત ગુજારી કરશે! આહ! અભીમાની! તુને પપાળનારની તુ સદા પાયમાલી કરે છે!

---

## પ્રકરણ ૧૯ મુ.

---

### મોટે ઘરનાં માણેકબાઈનો ઘર સસાર.

મનજીભાઈને પઈસે વાલકેશ્વરમા ખરીદેલા બગલામા મીનુ પોતાની ખુબસુરત પરણેતર સાથ ઠર પડયો ઠડીની મોસમ હોવાથી મુબઈની સીઝન હતી. અને રોજના મેળાવડાથી દીપી રહેલા આ શેહેરમા દિલ બેહલાવનારી રમતોની કયા ખુટ હતી? હીરાજી શેઠના મરણ પછીથી જાહેર મોજ તરફ મંદ બનેલી માણેક, હવે ફેરવઈ ગઇ હતી, અને આ પોતાના નવા મકાનને તરેહ તરેહના કીમતી રાચરચીલાથી સણગારવા ખાતર તેણી રોજીંદી શોપીંગે જતી અગાઉ કરતા તેણીનો સ્વભાવ લગાર નરમ પડી ગયો હતો એટલે મીનુ તેણીનાં કામમા વચ્ચે આવતો નહી, અને તેણીને મનને

ગમ્મત કરવા દઇ માણેકને ટાઢી મીઠી રાખતો ફીરોઝબાગના સેહેજ નામથી તેણી છછણી પડતી, એટલે આ પોતાની લાડકી બઈરીને ખાતર મીનુ પોતાના વાહલાઓની વાત કર વાને અખાડા કરતો

તે માણેકના ટેસ્ટથી છક થઈ ગયો તે બચપણથી મોટાઈમા ઉછરેલી નારે એવા અચ્છા ટેસ્ટથી પોતાનુ મહાલ જેવુ મકાન સણગારયુ હતુ કે જે તેણીને મળવા આવત તે વખાણ કરતા તેણીની જોડીની ભપકાદાર ગાડી, અને પઈસાની રેલછેલ સાથ પડયો બોલ ઝીલી લે એવા ધણીનુ સુખ જોઈ, બીજી જવાન નારો માણેકની અદેખાઈ કરતી, પણ આ બધુ છતાબી માણેક સુખી ન હતી

મીનુએ જે એક વરસ હીનસની ફેરલો લીધી હતી તેનો હવે એકજ માસ બાકી રહયો હતો અને લોકો ધારતા કે તે પોતાની જગયાનુ હમેશ માટે રાજીનામુ આપી દેશે, પણ કેપટનનો વિચાર તેથી જુદોજ હતો જો કે તેના બાપ પાસે પડેલા લાખો રૂપીઆનો તે ચાલતે દહાડે ધણી થનાર હતો, પરતુ તેને અયાસી જીદગી પ્યારી હતી નહી તેન એક કાગળ ઉપર મનજીભાઈ તરફથી મોહ માગયા નાણા ચાલી આવતા છતા તેને લાગતુ ક આખે હાથે બેસી રહેવુ એ જવાનીમા શ્રાપ સમાન હતુ માણેક જે રીતે સવારથી સાન સુધી હરેક ચીજ ઉપર કાકરા પેરે પઈસા વાપરતી તે તેણીના ઉદયોગી સસરાના હલાલ પરસેવાના ફળ હતા તે ઉપર વિચાર કરવાને તેણી કદી થોભી હતી નહી

માણેક હવે હવે જરા વધારે બહાર ફરતી હતી, અને મીનુને લાગતુ કે તેણી જોઈયે તે કરતા વધારે જેહમત ખેચતી હતી ઘણુ "એકસાઈટમેટ" એક નાજુક બાધાની છોડી માટે સારૂ ન હતુ એમ તે પોતાના ડાકટરી હુન્નરથી

જાણતો હતો, પણ તેનુ સમજાવેલુ' માણેક કદી સમજવા ના પાડતી

અને તેઓને ખબર મળી કે હીરા માણેક પેલેસના શેઠાણી શેહરાબાનુ પોતાના બાબા સાથે પુનાથી મુબઈ, પેલેસમા પાછા ફેરયા હતા

માણેક આ મુલાકાત માટે અતી ઘણી ઈંતેજાર હતી. પોતે કેવી સુખી હતી અને પઈસાની રેલછેલમા કેવી સાહેબી ભોગવતી હતી તે આ સાવકીને બતાવવા તેણી ગોયા ટીગાઈ રહી હતી, પણ પેલેસમાં જતા પેલો ભેવફા જવાન મળશે કે?

આ વિચારથી માણેકની છાતી બેસી જતી હોય એમ તેણીને લાગયુ તેને મોહડે મોહેડુ થવા તે જેટલી આતુર હતી તેટલીજ ગભરાટમા પણ હતી મગર સાવકીને મળવા જવાનો સભ્યતાનો તરીકો તેણીથી દુર થઈ શકયો નહી

માણેકે આજે તઇયાર થવા માટે રોજના કરતા વધારે વખત લીધો, તેણીએ સરવેથી કીમતી ને ભેચાણકારક ઘરેણા અને પોશાક સજ્યા હતા, અને જયારે મીનુથી બોલાયા વગર રહેવાયુ નહી

"મારી અબછરા, તે તો આજે હદ કીધીછ, ખચીત તારી ખુબસુરતીની જોડી આખા મુબઈમાથી મળવી મુશકેલ છે?"

માણેકે પોતાની સાવકી માતાને, પરોણાઓ અને મીત્રોના ઢગલા વચે બેઠેલી જોવાની વકી રાખી હતી, પણ તેણીને એકલી જોઇ તે અજબ થઈ પોતાના બાપીકા દિવાનખાનામા પગ મુકતા તમામ આગલી યાદ તેણીના મગજમા ધાઈ આવી, અને ફરી એકવાર લવજીનો ખયાલ થતા તેણી મોત જેવી ફિકકી મારી ગઈ જે આઈતી ઘડીએ તેણી

પોતાની ફતેહ શેહેરાને બતાવનાર હતી તે આઈને ઘડીએ તેણી હિમ્મતની ઓટ થઈ ગઈ

"ઓ માયરે, કોણ તુ માણેક કે? શેહેરાએ અજાયબીથી પોકારયુ "એ તું આટલા વખતમા કેવી થઇ ગઈ, ખચીત હુ તુને રસતા ઉપર મળતે તો ઓળખતેબી નહી. તું તો હતી તેમાની અરધી થઇ ગઈછ"

શેહેરાના આ બોલવાની ઉંડાણમા કેવી ફતેહનો ટચકો હતો તે માણેક પામી ગઈ, પણ ગરીબ બાપડો મીનુ તો ગભરાઇ ગયો

"તમે ખચીત ધારોછ કે એની તબીયત એવી ખરાબ થઇ ગઇછ?" પોતાની બાનુના ફિકકા ગાલો તરફ અતી ઇંતેજારીની નજર ફેરવતા તે બોલ્યો "મને એમ લાગુ ખરૂ કે ફીરોઝપુરમા એની ભુખ સારી નહીં હતી, પણ અહીં આવ્યા પછી કઈ સારો સુધારો થયોછ એમ હુ ધારૂછ"

"તે તો કોણ જાણે પણ મને તો એ બીક લાગી આવે તેવી મુરદા જેવી લાગેછ"

"હુ તદન સારી કાની છેઉં" માણેકે પોતાની આગલી મગરૂર ટેકવત રીતે જવાબ આપ્યો "મને લાગેછ કે આગળ હુ એવી તદરોસ્ત કદીબી હતી નહીં શેહેરાબાનુ, તમે પુનાથી કયારે આયા?"

"ગીયા ભરેસપતવારે, હુ તો વેહેલી આવવાની હતી; પણ લવજી—તુને યાદ છે કેની માણેક, આપરો દોશ લવજી—તેને કઇ કામ નીકરી આયું એટલે અમે રોકાઈ ગયા"

શેહેરાએ આ બધો વખત પોતાની આખ માણેકના ચેહેરા ઉપર ઠીચી રાખી હતી પણ તે છોડીના જીગરમા ઉથલાતા મોજાઓનો એક સસારો વટીક તેણીએ બહારથી બતાવ્યો નહીં.

"હ ! હુ ધારૂ છ કે પાછા પેલેસમાં તમે પરણાઓને બોલાવવા માગતા હોશો હ" માણેકે પુછયુ—

"કઈ ઘણાઓને નહી મને ઘણા ખીચરો ગમતો નથી ફક્ત મારી બેનો ને લવજી આવશે પણ હુ એમ પુછુ કે તુને ફીરોઝપુરમા તો ઘણી મજાહ પરી હોશે ? રોજ બધાને મળવા ભેટવામા વખત ઘણો સારો પસાર થયો હોશે" શેહેરા કેવા ટચકાથી બોલતી હતી તે માણેકને સમજવુ મુશકેલ નહી હતુ તેણીએ હસીને તદન નફકરે દિલે કહયુ. "તમે ભુલી જાવોછ, શેહેરાબાનુ, કે હજુર હુ ને મીનુ બે મહીનાનાજ પરણેલા છઇયે એટલે અમુને એકમેકની સોબતમાથી કાઇ વખત મલે તો બીજાને મલવા જઇયે કની ?" અને એમ બોલતા પોતે સસારમા કેવીએક સુખી હોય તેવુ ડોળ ઘાલતા, માણેકે પોતાના હાથના ગુલાબી આગળા મીનુના ખભા ઉપર ઠોકયા કેપટન તો એક શરમાળ સુદરીની માફક લાલ લાલ બની ગયો

"હીરા કેમ છો ?" તેણી એકાએક બોલી શેહેરાબાનુ હીરાને બોલાવોની"

"હા ! તારો વાહલો નાનો ભઈ ! ખરેખર, મારીબી શુધ કાહ ગોઇ તારો બધો જીવ ભરઇ રહયો હોશે !" અને અહીં સેઠાણીએ ઘ ટ ઠોકયો

"હીરા બાબાકુ ભેજો"

થોડા વખતમા એક ઇગ્રેજ ગવરનેસની પાખડીએ વળગી નાના હીરાબાબા, આ ગજાવર મીલકતના વારસ શેઠિયા ઓરડામા દાખલ થયા તેણે ઘણો ફક્કડ ડરેસ પહેરાવ્યો હતો અને માતાનો આબેહુબ નમુનો હોવાથી ઘણો સોહામણો લાગતો

માણેકે કદીબી આ બચા તરફ પ્રેમની લાગણી બતાવી હુતી નહી, પણ પોતાના મરહુમ પિતાનુ નામ રાખનાર તે હોવાથી તેણીએ હીરાને ઉંચકી પોતાના ખોળામા બેસાડયો.

"કેમ વાહલાજી, હુ તમુને યાદ છેઉ કે નહી ?" માણેકે પુછ્યુ

"હુ નહી તમુને ઓલકતો, તમે ચુ પપાના ઓરધામાની મોટી ચબીમાથી ઉતરીને આયાચ ?" તે નહાના ચબરાક છોકરાએ પોતાની આખ ચમકાવી પુછ્યુ

મીનુ ખરખર હસી પડયો

"હુ તો તારી બેન થાઉં, તુ ને માણેક નથી યાદ ?"

"નહી, મને લવધી યાદ ચે મમા આપરા લવધી કાહલે આવચે"

"થોડા દહાડામા આવવાના છે, દીકરા" શેહેરાએ કહયુ

માણેકના પગ થરથર ધ્રુજવા લાગ્યા

"તારે તુ બીલકુલ માણેક બેનને ભુલી ગીયો" તણી ધ્રુજતા હોઠે બોલી

"મને તો જે ટોકલેટ આપેત ને મને વના ધમેત, લવધી તો લાજ આપેત, તમે તાય નહી આપતા ?"

તે ગરીબ બચ્ચાના આ નીરદાશ સવાલના જવાબમા માણેકે તેને શેતરજી ઉપર મુકી દીધો, તુરત ઉઠીને ઉભી થતા તેણી હવે બોલી —

"હવે ચાલો, ઘેર જવાનો વખત થયો."

"શુ એટલા જલદી ? જાણે તુ ને તો હવે પોલેસ કડવા આવતો હોય એમ લાગેછ" શેહરાએ ટીકા કીધી

મીનુ, પેલા નાના ભુલકાને હાથમા ઉઠાવી તેને પોતાને ત્યા રોજ આવવાને લલચાવતો હતો "તમે મને ધમોત,

આય ખાઇ નહી ઘમતા" તે પટપટીયા પોરયાએ રોકઠ્ઠ પર-ખાવ્યુ "તમે મને લવધીની કાની મોટા મોટા દાબલા ભલીને ટોકલેટ આપશો ?" અને અહી તેણે પોતાના ભરેલા બટકલા હાથો પોહોળા કરી દાબડાનુ કદ બતાવવા માડયુ

"જો બા માણેક, હુ તુને ખરૂ કેહુ છ કે તુ મન મુકીને ખાવા માડ ને જરા તારા ચેહેરામા લોહી ભરાય તેવી તજવીજ કર, નહી તો લોકો બોલવા બેસશે કે કેપટનને પરણીને તુ સુખી થઈ નથી ?" આ શેહેરાનો છેલ્લો કાતેલ ટીકા બાણ હતો

માણેકને ચચડાટ ભારી લાગ્યો તેણી પોતાની મોટાઈ ને ઠસ્સાથી છક કરવા તે સાવકીને મળવા આવી હતી, પણ તેને બદલ તે પાહુવન સાવકી માતા તેણી ઉપર ફાવી નીકળી હતી

પણ ભોળા મીનુને આ તેની સાવકી જવાન સાસુના મતે તદન ગભીર ને ઉદાસ કરી મુકયો તેણે ગાડીમા બેસતા તુરત એ વાત કાઢી

માણેક હુ હમેશ જોઉછ કે તુ આગળના જેટલી ભુખે ખાતી નથી, ઘેર જઈને મારે તારી નાડ તપાસવી પડશે, મને લાગેચ કે તુને કછબી બિમારી છે"

"કેપટન, તેવી કઈ તસદી લેતાજ ના, હુ તદન સારી કાની છેઉ ને મને કઈજ નથી" તેણી ઠડાઈથી બોલી

"જો તુ મને નહી તપાસવા દેશે તો હુ તારા ઘરના ડાકટર બુઢા પીરોજશાહને બોલાવશ, શેહરાબાનુના બોલોએ મને એટલો દલગીર કીધોછ કે હુ એ ઉપર શાત બેસનાર નથી, જોઉ ડીયર, તારો ચેહરો મને બરાબર તપાસવા દે."

પણ હવે ઘણુ થઈ ગયુ આજની તેની સાવકી માતા ની ફતેહને માણેકની તમામ હારથી તેના જીગરમા તરેહવાર

ઉભરા થતા હતા તે બધુ ન ખમાવાથી આજે હાથ દઈ તેણીએ છોડી મુકયુ

"ઓ ખોદા ! શુ મને કોઈ જરાબી જપ આપશે નહી, હવે મારા ખાવા પીવા ઉપરબી ટીકા, મારા ફરવા હરવા ઉપરબી ટીકા, સવાલ, મને કોઈબી જપીને રહેવા દેવા માગતુજ નથી બસ, હુ કટાળી ગેઇ, હવે તો એવી જીંદગીએ જીવતા હુ સીક થઈ જવશ ઓ ખોદા, એના કરતા તો હુ મરી જાઉં તો ભલુ"

"અરો ધરો ને નાની વહુ ઉપર આવી પરો" તેમ માણેકે પોતાની નાસીપાસીનો ઉભરો બાપડા મીનુ ઉપર ખાલી કીધો

ગાડી ચોપાટી દરીયે કિનારાને રસ્તે જતી હતી મીનુએ કહયુ

"આપરે ઘેર જઇયે તો સારૂ

તે જવાનના ગભીર અવાજથી માણેક જરા અજબ થઈ પણ તેણીએ ઝટ કહયુ

"હા"

માણેકની અજાયબીનો હવે પાર રહયો નહી તેણીએ તો ધારયુ હતુ કે તેણીને રડતી જોઈ મીનુનો આત્મા બળી જશે તે તેણીના એક આસુના ટીપા આગળ દુખથી અડધો થઈ જશે પણ તેના બદલે તેને તદન શાત ને ગભીર બેસી રહેલો જોઈ તેણી ભારે અજાયબી પામી. ઘર આવતા મીનુએ રાબેતા મુજબ માણેકને હાથ આપી ગાડીમાથી ઉતારી અને તેણી દિવાનખાનામા પુગી કે લુઈસા આયાને પોતાની શેઠાણી આગળ બોલાવી એક સખુન પણ વધુ બોલયા વગર તે મકાન છોડી ચાલી ગયો

રાત સુધી તે પાછો ફરયો નહી માણેક જેણીને હવે ચાલતા ને હાલતા પોતાના નેક ધણીની હેતભરી સોબતની આદત પડી ગઇ હતી તેણીને આ ગેરહાજરી ઘણી લાબી લાગી, કઈ સેકડો વખત તેણીએ ઘડીઆળ તરફ તેમજ બારીની બહાર જોયા કરયુ

"એને મારી જેવી જોઈએ તેવી પરવા નથી," તેણી એક ઓરતની અસતોશી ઢપે બોલી "જે માટીડો પોતાની બઈરીની દરકાર કરતો હોય તે કદીબી તેને એકલી છોડીને કલાકો સુધી બહાર જાય નહી બધાજ માટીડા સરખા, પણ મને તો એમ લાગતુ તુ કે મીનોચેહેર તેવાઓના જેવો નથી.

——(०)——

## પ્રકરણ ૨૦ મુ'.

---

## નાટકમાં મેળાપ.

રાતે ખાણાને વખતે મીનુ મકાને પાછો ફરયો માણેક, તેની લગાર લાબી ગેરહાજરીથી ઇતેજાર બની ગઈ હતી, પરતુ જયારે તેને પાછો ફરેલો જોયો ત્યારે થોબરો ચઢાવી ગુસ્સે થયલી અદાએ મોહુ મરડી તે મરડાટમા બેસી રહી.

મીનુએ જોઈ લીધુ કે બાઈ સાહેબનુ ટીચકુ ફુલાસે વાત કરતુ હતુ', છતા કશામા હોય નહી તેમ તેણે ગજવામાથી બે નાટકની ફરસટ કલાસ ટીકીટ કાઢી ટેબલ ઉપર મેલી

"લે માણેક, બે'ડમેન થીયેટરમા કાલે 'મેરી વીડો'નો નાટક છે તેની હુ બે ટીકીટ લાવ્યોચ. તુને અલબતા જવા ઘણુ ગમશે"

"નહી મને નથી ગમવાનુ—એમ ઈન્જીરડા પીન્જરડા માફક મને જવા નથી ગમતુ બે ટીકીટને બદલે સીઝન ટીકીટ કાય નહી લાયા? મારી મરજીમા આવે ત્યારે જઈ શકાય"

"નહી સીઝન ટીકીટનો કદાચ તુ ગેરઉપયોગ કરતે, એટલે એમ કે તુ તારી તબીયત સભાળતે નહી ને જ્યારે ત્યારે નાટકમા જવા તઈયાર થતે"

"ઠીક છે, તમને જો એમ મારા ઉપર તમારૂ ડાકટર પણુ ચલાવ્યા કરવાનુ હોય તો મારે આ ટીકીટ પણ લેવી નથી" માણેક ફફડાટમા બોલવા ગઇ

"જેમ તારી મરજી, ત્યારે હુ એ ટીકીટો કોઈ ફરેડને આપી દેવશ"

"નહી, તમારેથી તેમ કરાશે નહી" અને હાથ ઉંચકી માણેકે તે ટીકીટો લઇ લીધી.

મીનુ સતોશથી હસ્યો માણેકને આવી રીતે ઉલટ લેતા જોઈ તે ખુશી થયો "મારી વાહલી, મારૂ જે કઈ છે, તે તારૂજ છે કેની—"

"તારે તમે એક સીઝન ટીકીટ માટે કેમ અડજ કરોછ, કેપટન મને સીઝન ટીકીટ લાવી આપશો કે નહી, બોલો"

"કેપટન નહી લાવશે પણ તારો ધણી લાવશે" મીનુ બોલ્યો, "ઓ માણેક, તુ શુ કામ મારી સાથે એવી રીતે વાત કરેછ? તુ કયા સુધી મારેથી શરમાશે? કોઇ વખતે તો મને એમ લાગેછ કે એ શરમથી નહી પણ જુદાઇથી તુ બોલેછ માણેક, મારા નામથી મારી પાસ તુ માગ ને હું લાવી આપશ"

માણેક ચુપ બેસી રહી

"સીઝન ટીકીટ કોણ લઈ આવે માણેક?"

"તમે"

"અને હુ કોણ છેઉં?" મીનુ તેણી નજદીક આવતા બોલ્યો

"તમે પોતે વરી, બીજુ કોણ"

"ઓ માણેક, શુ કામ તુ જરા વધારે માયાથી મારી સાથે વરતતી નથી?" તે ખરા દિલના ઉભરા સાથે કરગરયો "હુ રોજ તારી તરફથી હેતનો એકજ સખુન સાભળવા કેવો તરસુંછે?"

તેણી તોરમા ચુપ બેસી રહી

"બોલ, ખોદા ખાતર કંઈબી બોલ હુ અહીંથી ચાલી જાઉં તે આગમજ એક માઠો સખુન તો બોલ" તેણે ફરી કાકલુદી કીધી

"હુ બોલી ચુકી અને ફરીથી બોલુછ કે મને સીઝન ટીકીટ જોઈયેછ એટલે કેપટન મારે વરે તે લઈ આવો"

મીનુએ તુરત પોતાની ટોપી ને લાકડી હાથમા ઉઠાવી અને ધસારાબધ તે ઓરડામાથી ચાલી ગયો તેના જાતીમાનને જબરો ચટકો લાગ્યો હતો

"મીનુ ઉભો રહે" માણેક બોલવા ગઈ આ છોડીમાં જે સારી ખાસયત હતી તે હમણા ઉભરી આવી હતી અને આના પોતાના નેક ધણી તરફની તેણીની પોતાની ચાલથી તે ખરા દિલે લજવાઇ ગઈ

પણ અફસોસ કે મીનુએ તે સખુન સાભળ્યા નહીં અને તેણીએ બારીમાથી જોયુ તેમ તે કમપાઉંડમા ઉતરી પણ ગયો હતો માણેકને ઘણુ મન થયુ કે તેને હેતથી હાક મારી પાછો બોલાવે, પણ અભીમાનનો ભયકર ધુવો તેણીના મગરૂર ભેજામા પાછો ગુસી આવ્યો અને તેણી ગુપચુપ બારીએથી ખસી ગઈ

કલાકેકમા મીનુ પાછો ફરયો તે જો ટેક જાળવીન ઉંચે મોઢે રહયો હતે તો માણેકબાઈ ઠોકરાઈને ઠેકાણે આવતે, પણ

તેને બદલ આ ભલા દિલનો જવાન સીઝન ટીકીટ લઈ આવયો હતો

તે દિવસથી માણેકે લગભગ દરરોજ નાટકમા જવા માડયુ મીનુ તેણીને ઘણુંબી સમજાવતો કે આવા લાગટ ઉજાગરાથી તેણી તબીયત બરબાદ કરતી હતી, પણ માણેક તેમ માનવાને સાફ ના પાડતી.

આ બધો વખત એકજ ખ્યાલ તેણીના મગજમા સરૂ-વોપરી હતો તેણી લવજીને મળવા માટે ઈતેજાર બની રહી હતી, તેની સાવકી માતાએ કેવું જુઠુ સાચુ તે બેવફા જવા-નને માણેકને માટે કહયુ હશે અને, તેણીને તે સંસારમા અસુખી ધારી મનસે મલકાતો હશે તે વિચાર માણેકને કો-કકવાર દિવાની જેવી કરી મેલતો. અને તેટલા માટેજ તે લવજીને બતાવવા માગતી હતી, કે તે પોતાના કેપટન ધણી સાથે તદન સુખી હતો તે ઠગારા જવાન સાથનો પહેલો મેળાપ તેણી શાત મને લઇ શકશે કે તે બાબે તેણી હજુ શકમા હતી, પણ કોઈબી રીતે તેની નજરો નજર પડવા તેણી અવારનવાર નાટકમા કે ચોપાટી દરયા કીનારે વગેરે ઠેકાણે ફરવા જતી પણ અજબ કે હજુ સુધી તેની સાથ તેની મુલાકાત થવા પામી હતી નહી

એક દહાડે માણેક નાટકમા જવાને તૈયાર થઈને નીચે આવી મીનુએ તેણીના ફિકકા ગાલને લથડતા પગલા જોઈ તેણીને જતા રોકવા માટે ઘણુ કહયુ પણ હમેશ માફક કશીજ અસર થઈ નહીં

અડધો કલાક નહી થયો ક એકાએક માણેકનુ નાનું માથુ બેફામીમા મીનુના ખભા ઉપર ઝુમી પડયુ થોડેવારે તેણીએ આખો ખોલી ગભરાટમા પોતાની આસપાસ જોયુ

"હું કાહ છેઉં? મને શું થયું છ?" તેણીએ ગભરાટ ભરયા અવાજે કહયું

"તું અહીં છે, મારી માણેક, મારી પાસે તદન સલામત છે" મીનુ જે તેની નાડ ધરી ઉભો હતો તે બોલી ઉઠયો

"મે તો પહેલાથીજ કહેલું કે તારી તબીયત તદન સારી દેખાતી નથી" શેહરાનો અવાજ આવ્યો "તારે નહીં આવવું હતું માણેક, કંઇ નહીં, તારી ગાડી નજદીક બોલાવીછ તેથી જલદી ઘેર જા"

"માણેકબાનુની ગાડી તઈયાર છે" આ બોલનારના અવાજથી માણેકના શરીરમા વીજળીક આચકો લાગ્યો હોય તેમ તેણી કંપી રહી. મને તમારો હાથ પકડવાની રજા આપશો તો હું તમોને આસાનીથી ગાડીમા બેસાડી આવશ" અને ગભરાટથી ઉપર જોતા માણેકની નજર લવજી શેઠની નજર સાથે એક થઈ ગઈ

"હા લવજી જરૂર તારો ટેકો આપીને બીચારીને ગારીમા બેસારી આવ" અહીં શેહરા વચે પડી "કેવું અજબ જેવું કે હજુરતો લવજીને કેહુ છ કે પેલી માણેક બેઠીછ તે કેટલી ફીકકી ને જાણે જીદગીથી હાથ ધોઈ રહી હોય તેવી લાગેછ તેટલા તો તું એકાએક ફેનટજ થઈ ગેઈ"

માણેકે મજબુત હોઠ કરડયો અને લવજી જે નજદીક હાથ આપવા આવયો હતો તેના તરફ ટકથી ડોકયું ફેરવી તેણીએ કહયું

"નહીં, મી૦ શેઠ, હું મારા મીનુના ટેકાથી ગારી આગળ જવશ તમે તસદી લેશો ના, ડીયર, મને તારો હાથ આપશે?"

મીનુએ ઝટ પોતાની નાજુક બાનુનો હાથ પકડયો પણ માણેકના પગલા તદન લથડતા જોઈ તેણીના ભોળા ખાવીંદ કહયું

"મી૦ શેઠ, તમે મેહેરબાની કરીને માણેક બાનુને બીજી તરફથી ટેકો આપશો? એવણ તદન નબલા પડી ગયલા લાગેછ"

જયારે તે બને જવાનો વચેથી માણેક લથડતે પગે ગાડીમા જઈને ગોઠવાઈ, ત્યારે મીનુએ લવજીનો, તેણે લીધેલી તસ્દી માટે ખાસ ઉપકાર માન્યો જવાબમા લવજી ટોપી ઉતારી માણેકને નમ્યો અને ગાડી આગળ વધી

તેણી આખો મીચી ગાડીના કુશન ઉપર માથુ અઢેલી ચુપ પડી રહી કેવી રીતે લવજી તેણીની પાસ આવવા પામયો તે જાણવાને તેણી વણી આતુર હતી, પણ મીનુ પોતે વાતમા ઉતરયો નહી

બિજે દીવસે જયારે તેણી બીછાનામા અઢેટાયલી હતી ત્યારે મીનુએ તેણીને ગઈ કાલનો હેવાલ આપ્યો

"માણેક, કાલે તુ એકાએક ફેનટ થઈ ગઈ ત્યારે મારો જીવ એવો ઉડી ગયો કે શુ કરવુ તેબી મને સુજયુ નહીં મને ગભરાટ થયો કે એકાએક તારૂ હારટ બેસી ગયુ કે કેમ, ને તેથી મારી આખે અધારા આવી ગયા તેજ વખતે લવજી કુદકો મારી આપરી તરફ દોડી આયો હુ તો એના મરકટીયા આગપરથી અને ભાજીના પાણી જેવો ધારતો'તો, પણ એ એકલે હાથે તુને ઉંચકીને બહાર ઓરડામા લઈ ગયો, પછી બેશુધ્ધી દુર થઈ તારા શુધ ઠેકાણે આવી મારી મીઠી, ખચીત તે મને એવો ગભરાવી મુકયો કે જાણે મારો જાન ક્બજ થઈ જતો હોય એમ મને લાગ્યુ પછી તો શેહેરાબાનુબી દોડી આયા ને લવજી તુરત આપરી ગારી બોલાવવા બહાર દોડયો, પણ માણેક હુ એમ પુછુ કે તારા સાવકી માયને આય લવજી વચે કઈ ઘણી ઘારી દોસતી લાગેછ, એ લોકની કઈ ખાટી મીઠી મરજી એકમેકપર હોય

એમ લાગેછ, કારણ લવજી આપરી ગાડી બોલાવવા બહાર ગયો ત્યારે સોહરાબાનુએ તેને ઠંડીમા નહી જવા બોહોસ કરવા માંડી તુ કંઇ જાણેછે કે, માણેક?

"તમે જઇને સોહરાબાનુને પુછી આવો" માણેક ઠચ કામા બોલી "અને જરા કેપટન, તમે મને એકલી છોડશો તો હુ જરા સુઈ જવા માગુ છ, મને ઉંઘ આવેછ"

ઉંઘ! જે રીતે માણેકે કોચ ઉપર અછાડ પછાડ કીધીછ તેને ઉંઘનુ નામ આપવુ એ મશકરી સમાન છે

તેણી કેવી બદબખત હતી! જે ઘડીએ લવજી જેવા બેવકુને બતાવવા માગતી હતી કે તેણી કેટલી સુખી હતી તેજ અઇન ઘડીએ તેણી બેસુધ બની પડી અરેરે કમનસીબ! બસ માણેકને લાગ્યુ તેણીનુ નસીબ તેણીની સામે રડયુ હતુ!

---

## પ્રકરણ ૨૧ મુ.

---

## તાર—વહેમનું બીજ

પણ માણેકનો સ્વભાવ એવો નહતો કે બદબખતી ઉપર બળાપો કરી બેસી રહે પોતાની સાવકી માતા અને પેલા બેવકુ જવાન સામે તેણી જે દેખાવ કરવા પામી હતી તે માટે તેણી મનથી ઘણી મુઝાઈ પણ તેણીની મગરૂરી હમણા તેની યારીએ આવી અને હજુબી તે સાવકીને જીત મેળવવા નહી દેવી એવા વિચારથી તેણી વહેલી સાજી થવાને આતુર બની રહી.

મીનુએ હવે મનજબુતીથી તેણીને બે દિવસ ઓરડા બહાર આવતા અટકાવી તેણે જોઈ લીધુ કે માત્ર રોજીંદા

એક સાઈમે ટથી તેણીની તબીયત બગડતી હતી અને અજબ કે માણેક તેટલો વખત તાબેદારીથી પોતાના બિછાનામા લેટી રહી

મીનુ કાંઈ અગત્યના કામ સારૂ બહાર ગયો હતો તે તકનો લાભ લઈ માણેક નીચે ઉતરી દિવાનખાનામા એક બાજુની ટીપાઈ ઉપર એક સુદર બાસ્કેટમા આ બે દિવસમાં તેણીની મુલાકાતની ખાએસ માટે આવેલા કાંઈ સખ્યાબધ મીત્રોના કારડ પડયા હતા તે તેણીએ જોવા માડયા બધાની વચ્ચે અલબત શેહેરા અને લવજીનો પણ કારડ હતો, મગર મીનુએ પોતાની બાનુની નબળાઈ અને નીચે આવવાની અશક્તી જણાવી બધાને વિદાય કીધા હતા

"સારૂ થયુ કે એ લોકે મારા ઓરડા સુધી ચાલી આવવાની નફટાઈ નથી વાપરી" તેણી મન સાથ બોલી, પણ આય શુ ?"

તે એક સેટથી મધમધ થતી તેણીની સાવકીના હરફથી લખાયલી નાની ચીઠી હતી અને તેમા તેણીએ આવતા બરેસપતવારને દહાડે પોતાને ત્યા થનાર પારટીમા પોતાની સાવકી બેટીને અને જમાઇને નોતરૂ દીધુ હતુ શેહેરા અદર ઉમેરતી "તારા બાવાને બિચારાને ગુજરવાને ખાસુ એક વરસ તો થના આવ્યુ આખા અગીયાર મહીના ને આજ સુધી સઉ હુ તો ફવરૂ ઝેર કરીને બેઠાતી પણ મારા બચાના મોટા નામને ખાતર મારે એની સાલગ્રેહને દહાડે પારટી તો આપવી જોઈયે, છતા મેં નો ફક્ત મુઠીભર આદમીઓને બોલાવ્યાછ તુબી જરૂર તારા વર સાથે આવજે," વગેરે

આહ ! એવીજ એક પારટીને દીવસે તેણીનો ભલો બાપ આ જેહાન છોડી ગયો હતો ! તેજ નેહેસ્ત દહાડે બેવફા લવજીએ તેણીના નિરદોશ કાનમા હેતના ખોટા સખુન રેડયા હતા !

તે બધાની યાદ થતજ માણેક ગુસ્સાથી ટટાર ઉભી થઇ આહ! જે ઠેકાણે તે ઠગારાએ તેણીને ઠગી હતી તેજ ઠેકાણે તેને હુરધુત કરવો અને પોતે પોતાના ભલા ધણીના સુખમા તદન સુખી હતી એ બતાવી આપવાનો તેણીએ ઠરાવ કીધો

શેહરાએ પોતાની ખાચીલી આદત પ્રમાણે લવજીના કાન તરેહવાર રીતે ભભેરીયા હશે કે માણેક તદન અસુખી હતી, આગળના જેવી અરધીબી રહી નહતી અને પોતાના ઉતાવળા લગન માટે તેણી ખરેખર પસતાતી હોય એમ લાગે છે, વગેરે તે સાવકીએ લવજી આગળ માણેકને હલકી પાડવા તરેહવાર જુઠી સાચી હકીકત કહી હશે, પણ તેમા શુ તે સેહરાને ફાવવા દેશે? નહી આ સોના જેવી તક હતી અને ગમે તે થાય પણ એ મેળાવડામા પોતાના પુરા બહાર અને ઠઠેરામા દાખલ થઈ તે બને પાપી જીવડાઓને હુરધુત કરવાનો તેણીએ મનસે નકી કસદ કીધો

પઈસાની રેલછેલ દબદબાથી તેણીએ તે દીવસે શેહરા અને તેણાના દરેક પરોણાઓને છક કરી નાખવાનો મનસુબો કીધો હવેજ તે એકલપેટી સાવકી પોતાની હાર જોશે

આ નવા તરગોથી તેણીની તબીયતમા જુદોજ ફેરફાર થયો. આ મેળાવડામા હાજર થવાની ઉલટે તેણીની બીમારી નાસી ગઈ અને જયારે મીનુએ તેણીને ખુસ મીજાજે હસતા બોલતા કે મન મુકીને તે દીવસે ખાતા જોઈ ત્યારે તે ઘણો અજબ તેમજ ખુશી થયો સાજ પડતા માણેક પોતાની મતલબ ઉપર ઉતરી તેણીને મોહોડે 'પેલેસ'ની પારટીમા જવા વીશે સાભળી મીનુ ઘણો દલગીર થયો, તેણે મજબુતીથી તે ઉછાછળીને સમજાવ્યુ કે આખા આઠ દહાડા તેણીને આરામ લેવાની જરૂર હતી પણ માણેક એકની બે નહીં થઈ.

"તમે મારી સાથે છેઓ એટલે શું હરકત છે!" તેણી બોલી "વળી આપને નહી જઇશુ તો લોકો બોલવા બેસસે કે મારી સાવકી માય સાથે મને બનતું નથી" અને મીનુ આજેજ થયો।

બરેસપતવારે ઉતાવળે ખાણુ લઇ માણેક પોતાના ઓરડામા ડરેસ કરવા ગઇ તેણીએ પોતાના લગનનો ઉતમ પોશાક આજે પહેરવા ધારયો હતો, અને ખચીત તે અતી ઘણા સુદર સફેદ પોશાકમાં તેણી એક આકાશી પરી જેવી ખુબસુરત લાગતી હુતી તેણીની ખુલ્લી ગરદન ઉપર બીલયાન ચમકતા હતા અને હાથમા પણ તેજદાર હીરાની બ્રેસલેટ શોભી રહી હુતી બેશક માણેક અતી ઘણી સુદર હુતી અને તેવી ખુબસુરતી આપણી પારસી બાનુઓમા જવલેજ જોવામા આવે છે

તઈયાર થઈ રહયા બાદ તેણી પોતે પોતાને સતોશની નજરે આરસીમા નીહાળતી ઉભી હુતી તેટલા દરવાજા ઉપર ટકોરા પડયા

તેણીએ ધારયુ કે કેપટન અદર આવવા માગતો હશે અને કદાચ વખત થઈ ગયો હોય એમ કહેવા ધારતો હશે એમ માની અંદર આવવા કહયુ

પણ અદર આવનાર મીનોચેહેર ન હુતો તે એક નોકર હુતો અને તેના હાથમા એક તારનુ પીળુ પરબીડયુ હતું

બાઈ સાહેબ, એક તાર આવ્યો છે, સાહેબના નામનો છે" નોકરે નમીને કહયુ તાર! આ સખુન, સાભળનારના હાજા ગગડાવનારો ને કલેજામા ધશકો પાડનારો છે પણ માણેકબાનુ હમણા આખી દુનિયા માટે એવા નફકરા દીલનાં હુતા કે એવા ડજન તારથીબી તેણી ઉપર અસર થવી મુશકેલ હુતી।

"વારૂ, ટેબલ ઉપર મુક તેણીએ હુકમ કીધો.

પહેલા તો માણેક તે તારમા શુ સમાયલુ છે તે જાણવા માટે તદન બેદરકાર રહી પણ પછી લુઈઝા આયાને ઓરડા બહાર જવા કહી તેણીએ તે પોતાના ધણીના નામનો તાર ઉઠાવી ફાડીને ખોલ્યો અદર નીચે પ્રમાણે લખાયલુ હતુ :—

મીસીસ મનજીભાઈ તરફથી ફીરોઝપુર

કેપટન મીનોચેહેર ફીરોઝની—માણેક મહાલ વહાલકેશ્વર

"તમારા બાવા ધાસતીભરી માદગીમા છે તુરત નીકળી પડો, આવતી કાલે સુરતના સ્ટેશન ઉપર અમે તમારે માટે ગાડી મોકલીશુ"

તુરત નીકળી પડો! અને જો મીનુ તાર પ્રમાણે કરે તો તેને હમણાજ મુબઈ છોડી જવુ પડે અને તેમ થવાથી માણેકની પોતાની સાવકી ઉપર ફતેહ મેળવવાની ઈમારત તુટી જાય! નહી, તેણી તેમ બનવા દેશે નહી

માણેકે તે તારનુ કાગળ્યુ પોતાના હાથોમા મસળીને કુચવી નાખ્યુ

'કદી નહી બને, 'તેણી મનસે બબડી' હુ તેમ થવા દેનાર નથી'

અહી તેણીએ વીચારયુ કે જો તેણી પોતાના ધણી વગર પારટીમા જાય તો લોક બધા બોલવા નીકળશે કે તેણીને પોતાના વર સાથે સારો બનાવ ન હશે અને તેમ તો તેણીની સાવકી અને લવજીની ફતેહમા વધારો થશે, ગમે તે થઇ જાય પણ તેણીને લાગ્યુ કે મીનુને તે ફીરોઝપુર જવા દેશે નહી' શું એક ધણીની ફરજ નથી કે પહેલા તેની બાયડીની સગવડ સભાળે પછી બીજાની? વળી બિમાર પડેલા તેણીના સસરા તરફ આ છોડીએ કેટલો અભાવ

દેખાડયો હતો તે આપણે જાણયે છીયે એટલે તેવા એક બુઢ્ઢા અસરાને ખાતર પોતાની મોટી આશા ભગ થવા દેવા તેણીને ગમીયું નહી.

અને તોબી તેણીને લાગયુ કે આ તાર જો મીનુ જોવા પામયો હોય તો માણેકના હોઠોમાની ગમે એટલી કાકલુદીએ પણ તે તુરત પોતાની માતા પાસ ઉઠીને જવા વગર રહેનાર નથી, હવે શુ કરવુ તે ઉપર હજી તેણી ધચુપચુ હતી તેટલા દરવાજો ખોલી મીનુ અદર દાખલ થયો

"મારા ખોદા ! માણેક, તુ તો મને છક કરી નાખવા બેઠીછ" પોતાની પ્રીયાની સુદરતા ઉપર અજાયબ થઈ જઇ મીનુ ઉબરમાજ પળવાર ઉભો રહી ગયો, "ખચીત માણેક, તારી ખુબસુરતીની જોરી નહી મળે, મારી પરી તે તો આજે હદ કીધીછ !" અને નજદીક આવી તે હેતાળુ ખાવીદે માણેકનો હીરાથી મઢેલો હાથ ઉઠાવી ઉપર કીસ લીધી

બીજા હાથના કેવો બદબખતીનો સામાન હતો તેના ખ્યાલથી માણેકનુ જીગર ઠડુ મારી ગયુ

"ગાડી મગાવો, હવે આપણે જવુ જોઈયે" તેણી બોલી

"હા, ખચીત હવે આપણે જવુ જોઈયે તારા કરતા તો હુ વધારે ઈતેજાર છુ બધાને મારી સુદર વાઇફ બતાવતા મારૂ દિલ કેવુ ખુશાલીથી છલાછલ થઈ જશે ?" ભોળો મીનુ એમ બબડીને બહાર પડયો

નહી, હવે તો તેણીએ કોઈબી રીતે પારટીમા જવુ જ જોઇયે જો મીનુ પણ તેણીની અસાધારણ સુદરતા જોઈ શકયો હતો તો પછી પેલા દુર ફીરોજબાગમા સીક પડેલા એક બુઢ્ઢાને ખાતર શુ તેણી આજની પારટીની ફતેહ જવા દે ? કદી નહી બીજીજ પળે તેણીએ પેલા તારના કાગળયાના બારીક ટુટડે ટુકડા કરી બાસ્કેટમા નાખી દીધા

આ ખોટા અણુઘટતા કામથી માણેકના હૃદયમા ધરતા વાના ચમટા તરત તુટવા લાગયા પણ જે બની તે બની

બીજા પાએક કલાકમા તો તેણી પોતાના ધણી સાથે હીરામાણેક પેલેસ તરફ હંકારી ગઈ

લવજીને અને શેહેરાને એકવાર પાછું મોહોડે મોહોડ મળવાને વખત નજદીક આવ્યો હતો પણ આજે માણેક નચીત જીવ રાખી શકી હતી

લવજી માટે આપણે આગળ વ ચયુ તેમ તે આખાખાઉ જવાન કરજદાર અને આઈતુ શોચનો ફરે તેવો હતો અને માત્ર શેહેરાને ત્યા પડયો પાથરયો રહેવાથી તેનો ઘણો ખરચ બચી જતો, તેમ વળી તેના જેવા બીજા દોસ્તો વચે તેને "પેલી મોટે ઘેરની વિધવા" સાથ કેવો ઘરોબરો રાખી શકતો, તે બતાવી આપી સઉની અદેખાઇ ખેચવાનુ હતુ; એટલા માટે શેહેરા સાથ ઘણો પલોટાઈ ગયો હતો અને જયારે તે જવાન બેહેકેલી વીવવા ચાલને દહાડે લવજીને પરણી જવાના ખ્યાલમા મશગુલ રહેતી હતી, ત્યારે લવજી પોતે તેવો સ્વપનો વટીક ધરાવતો હતો નહી શેહેરાંએ માણેક બીલકુલ સુખી દેખાતી ન હતી એવા વિચારો લવજીના મગજમા ભરયા હતા એટલે આજે તે પોતે પેલી સુંદરીને મોહોડે મોહોડુ થવા ઘણો ઇતેજાર હતો હુ ' જો માણેક પોતાના ધણી સાથે સુખી ન હશે તો હજી તેણીના દિલમા લવજીનો ખયાલ હોવો જોઇયે, એવા વિચારોની મુસતાકી ઉપર તે પારટીમા અહી તહી ફરતો હતો, તેટલા માણેક, મીનુના હાથમા હાથ આપી હસ્તે ચેહેરે અને હલકે કદમે પોતાના પુર બહાર અને ઠસ્સામા દીવાનખાનામા દાખલ થઈ તેણીને જોઈ એકેએક માનુઓ ડોળા તાણીને બારીકીથી નિહાળવા લાગ્યાં ખચીત મોટે ઘેરની માણેક, કૂપેલા ગામડામા ઉછરેલા

જવાનને પરણી તદ્દન સુખી દેખાતી હતી, એ તેઓન મનના તુરંગ હતા

લવજી અને શેહેરા તરતજ તેણી આગળ દોડી ગયા

"તુ આજે કેવી સુદર લાગેછ?" શેહેરા મીઠાસનુ ડાળ ઘાલી બોલી "કોણ એમ માને કે ફક્ત ચાર દહાડા પર તો તુ નાટકમા ફેનટ થઈ ગઇતી, પણ તે નબળાઈ હુ તો ધારૂ છ કે કઈ ઉશકેરાએલા વિચારોથી હોશે"

"એમ કે?–હોયબી" માણેકે ખરખર હસ્તા કહયુ અહીં તેણી લવજીને શેહેરા બનેને પોતાના એક એક હાથ આપ્યા મી૦ લવજી મારે તમારો ખાસ ઉપકાર માનવાનો છે મારા મીનુએ મને પાછળથી કહયુ ત્યારે મે તો જાણ્યુ કે તમે તે દહાડે મારે ખાતર કેટલી તસદી લીધી'તી મીનુ, લે ડીયર, જરા મારો બોઆ પકર અહી અદર ઘણી ગરમી લાગેછ" અને ખુશાલીથી લાલ લાલ બની ગયલા પોતાના આર્વીદના હાથના માણેકે પોતાનો સફેદ બોઆ કાઢી આપ્યો

લવજી નો ઠડો ગાર થઈ ગયો કેમકે શેહરાએ તેને જુઠુ કહીને ઠગ્યો હતો કયા છે માણેક અસુખી? તેમ હોય તો પોતાના ધણી તરફ આવા હેતના હાવભાવથી વરતે!

"તમુને ગરમી પડતી લાગેછ, માણેકબાનુ? તમે આય બારીની ન-ની ... સોફા ઉપર આ નગો" લવજી ખામમા ... ... ગયો

માણેક તદ્દન નફ્ફરે દી- ... રાથી તને આપેલી બેઠક ઉપર બેસી ગઈ અને વણીજ ખુશ ... ની કાજે આજની પારટી ઉપર વાતો ચલાવી થોડેવારે તેણીએ પુછયુ "મી૦ લવજી, મારા મીનુ કાહ છે?"

"ફાય વારૂ?" તેને પુછયુ

"મને તેવણ વગર જરા સોહવાતુ નથી—"

"માણેક, તારે શુ તારા દિલમાથી મારી યાદ સદતર નીકલી ગઇછે ?" લવજીએ ધીમા પટામણા સાદે કહ્યુ

મહીનાઓ આગમનજ એવોજ એક મીઠો સાદ સાભળવા માણેકનુ જીગર કેવુ તરસ્યુ હતુ ! તે વખતે આ સવાલને— આ અવાજને—બેહેસતના વાજીત્ર જેવો આવકાર તેણી આપતે પણ હમણા ?—માણેકની નજર આગળ તેણી અદરાઈ તેની એક રાત આગમનજનો દેખાવ આવીને ઉભો કેવો તે બેવફા ઠગારો ! તેણીની સાવકીના ખભા ઉપર હાથ મુકી ગુઠણીયે પડયો હતો તે યાદ આપતા તેણીની આખમાથી ગોયા અગારા નીકળવા લાગ્યા

"વખત હમેશા બદલાયછે તેમ વીચારોબી ફેરવાયછે એક વખત એવો હતો કે જયારે હુ આધરી થઈને ખાહીમા તુટી પરવા તઇયાર થઈતી' પણ ખોદાની મેહેરથી મારા ભલા ખાવીદે વચે દેખાવ આપી મને સદાની બદબખતીમાથી બચાવી લીધી" માણેકના આ સખુનોથી પેલો બાગાડ તદન ઠડોગાર મારી ગયો

"પણ હુ એમ પુછુ, મીo લવજી કે તમે હવે મારા સાવકા બાવા થવાનુ મને કયારે માન આપોછો ?" માણેકે પુછ્યુ.

આ વાત કરતી વખતે માણેક પોતેજ પોતાની ઠડઈ ઉપર હેરત થતી હતી તેણી હમેશા એમ મનથી સમજતી હતી કે લવજીએ તેણીનુ દિલ સદાનુ ચોરી લીધુ હતુ અને તેને મોહોડે મોહોડુ થતા તેણી ડરતી ફરતી હતી, પણ હમણા તેણીને અજાએબી સાથ લાગતુ હતુ કે તેણીની લાગણીમા તદન ફરક પડી ગયેલ હતો માણેકના સવાલથી લવજીને બરડે પાણી ઉતરયુ

તમે શું બોલોછો, માણેકબાનુ ?"

"મે જે હમણુ કહયુ તે વાત કંઈ છૂપી નથી, અરધુ ઉપર મુંબઈ જાણેછ"

"શુ ? કે હુ શેહેરાને પરણવાનો છઉં ?" લવજીએ પુછ્યુ. "દુનિયામા કંઈબી છેલ્લી ચીજ હુ કર ાર હોઉં તો તે તારી સાવકી માયને પરણવાનુ છ'

"એટલે ? તમારૂં રોજની અહીંની મુલાકાત, જોઇયે તે કરતા જયાદા એની તરફ તમ જે ધયાન આપો છો તે ઉપરથી બધાને એમ માનવાને કા ણુ મ યુછ અને તમે—"

"લોકો ગમે તેમ માને મારો એવો વિચાર કશો છેજ નહી" તેણે બેદરકારીથી કહયુ

"પણ શેહેરા તો આશામા હોશે ને હુ ધારૂ ચ ત્યાં સુધી તો એ વાત એની તરફથીજ ફેલાઇચ"

"શેહેરાને ગમે તે કરે મને તેની દમરીભાર પરવાહ નથી. આપણને તો જવાન ખુબસુરત ચેહેરા વણા ગમે અને જયારે તારી સાવકી માય પોતે થઈને મને સઘરતી ફરેચ ત્યારે તેમા મારો શુ વાક ?"

આ નફટાઇથી માણેક કમકમયા વગર રહી નહી

"પણ મેં તમને બ નેને એક રાતે સાથે બેઠેલા જોયાતા તમારી રીતભાત એવી હની ર જાણે નમે શેહેરાના હાથની માગણી કરતા હોવો, અને હવ તમે શુ ફરી જશો ?" માણેક ધિક્કારથી બોલી

"એમ તો તુ જરા યાદ કરશ માણેક, તો તુ નેબી એવોજ કંઇ અનુભવ મારી તરફથા મળ્યોચ એમ કબુલ કરશે" આ શેખઇ ઉપર માણેકે ખરા દિલનો ફિટકાર ફેંકયો. હવેજ તેણીની આગ્મ આગળનો ગુમરાઈનો પડદો ખસી ગયો

અને આ બહારથી શોભીતા દેખાવનો જવાન માહેથી કેવો કાળુ મેઢુ હતો તે તેણી જોવાને ઓળખાવા પામી

"બીચારા અમે માટીડાઓનો શુ વાક? જ્યારે ખુબસુરત બઈરાઓ પોતેજ અમુને ઘેરતા ફરે ત્યારે જરા સેહેજ અમારા દીલ બેહલાવવા બહારથી મીઠાસનુ ડોળ ઘાલ્યે—બાકી લગનની ગુસરી! બાપરે, ખોદા પનાહમા રાખો!"

"મી૦ લવજી શેઠ ખાનદાન, બસ કરો! સેહેરા જેવી એક ઉછાછળી કમઅકલ ઓરતને ખાતર અમારી બઈરાઓની નાજુક જાતનુ તમે હરડતુ લાયબલ કરોછ ખુબસુરત બાનુઓ તમારા જેવા બેહકેલા ઠગારાઓને ઘેરતા તો નથી પણ ખુલ્લો ધિક્કાર નાખેછ સાભળી લેવો કે આજ પછીથી આપણા વચ્ચે સેહેજ વાતચીતનો પણ વેહેવાર રેહેશે નહી" અને મગરૂરીથી પોતાની ડોક ઉઠાવી ઠસ્સામાજ માણેક તેની પાસેથી હઠી ગઈ

પેલી તરફ મીનુ પોતાના યજમાન બાનુની ખુરસી ધરી તેણી સાથે વાતે ઉભો હતો

"આપરી માણેક કેવી સુંદર લાગેછ!" પેલી સાવકીએ પોતાના સ્ત્રિ ચરિત્ર બતાવવા માડયા "પણ હજુ એ ઘણી નબળી લાગેચ અને એટલી જલદી તમે બાહાર કહારી નહી હોતે તો સારૂ"

"હાજી, મે બી એમજ કહયુ પણ એજ અહી આવવા બજીદ થઇ"

"હો—હા હુ સમજી અહી બે ચાણબી ખરૂ કેની? તમે જાણુતા તો હાશો કેપટન, કે લવજી ને માણેક મોટા ફરેંડસ થાયછ એકએકના" શેહેરાએ પેલા હેતાળુ ધણીના મગજમા વેહેમનુ બીજ રોપવાની શરૂઆત કીધી

"જોયુ કેની હમણાબી બેઉ જણ વાતમા એટલા મશગુલ થઈ ગીયાછ કે આસેપાસેનાઓબી જાણે દરકાર કરતા નથી" શેહેરાએ ચલાવ્યુ

"માણેક કોઈજ વખતે બોલકણી થાયછ" મીનુએ લગાર શંકાશીળ ઢબે પોતાની બઈરી તરફ જોતા કહયુ

"પણ લવજી સાથે તો એને ઘણા વખતની દોસતી છે કેની ? જુવો કેપરન હુ તો તમારા ભલા માટે કેહુ છુ કે જે ઘણુ જ ખુબસુરત હોયછ તે એમ મેળાવડામા બધા જવાન્યાઓની સાથે બેસીને ટાહેલા કરયાથી તેણીની પીઠ પાછળ નીંદા થાએ છ તમે જરા માણેકને વધારે લાહરો નહી લેવા કેવોતો સારૂ."

"પણ એની સુદરતા એવી છે કે કોણ એની સાથે વાત કરવાને નહીં તણાય !" મીનુ બોલ્યો

"ઉજબખ ગધેરો દેખુ" શેહરા મનસે ફફડી "એને દેખાયછ કે નહી ? એની નજર આગળ પેલાઓ અકેક સાથે જેમ ગમેછ તેમ લાર કરેછ તે જોવા માટે શુ એની નજર નથી ?

આ વખતે માણેક ઉઠીને બીજાઓમા ભળાઈ ગઈ અને શેહેરાએ છુટકારાનો દમ ખેચ્યો. તેણીએ ઠાસીને લવજીનુ ધ્યાન ખેચવાનુ કીધુ પણ હરઘુત થયલો તે શખસ પાણી ઉતાર જેવો પોતાને જગ્યે બેસી રહયો

અરધાએક કલાક પછી માણેક પોતાના ધણી પાસે આવી

"બસ, હુ થાકી ગઈછ, કંટાળી ગઈછ, હવે મને વધારેવાર અહી થોભવુ નથી મને ઘર લઈ જાવો"

— o —

## પ્રકરણ ૨૨ મું.

---

### બીજો તાર.

હીરામાણેક પેલેસમાની પારટીમાથી માણેક કાંઈ જુદીજ રીતની, તદન ફેરવાયલી ઘર પાછી ફરી ગાડીમા તેણીએ બધો વખત પેલા નફ્ટ ગુરૂશના બોલો પાછા ને પાછા યાદ કીધા અને શુ આવા પવીત્ર લાગણીનો રોહ તણાવા દીધો હુતો ! તેણી એવી આધળી થઇ કેમ શકી હશે ? હુવે તેણીએ મીનુ અને લવજી વચેનો તફાવત મનથી તપાસવા માડયો અરે ખોદા ! આવી અગાધ ઉંડી દિલ્દાગીરી કાંઈબી ખાવિંદે પોતાની બાજુ તરફ બતાવી હશે ? અને તે બધાના બદલામા તેણીએ શુ નવાજેસ કીધી હતી ? તુચ્છકાર અને હરધુત । પણ મીનુની બધી લાયકાત છતાબી તેનુ ગામડીયુ ખાનદાન કાંઈ બદલાવાનું હતુ ?—અફસોસ ! તે ખ્યાલથી માણેકના હોઠ ઉપર ફરી પાછો મરડાટ ફરી વલ્યો

ઓ માતાઓ ! કમ અકકલ માતાઓ ! ખાનદાનના ખાલી ગરવમા તમારી લાડકી પુત્રિઓને ટેંહેકરાઈખોરી ઉધારવાના કહીબી તમે પાછલે દિવસમા માઠા ફળ નોથા છે ? ખાનદાનના ટેકને ખાતર આજે ઘણી ફુળવાન બાનુઓ અડધી ઘરડી બનેલી, બાપને ઘેરનો ખીચડો ખાતી પડી છે, એવી બેઅકકલ માતાઓની બચપણની તુમાખીભરી તરબિયતના પ્રતાપથી છે ખાનદાનની હેકરાઇ ખાતર દીવો લઈને કુલીન જમાઈઓ શોધવા નીકળતી માતાઓ, કેવા, પઈસાના ખોટા લાડથી બેહેકી ગયલા અથવા તો મોટા નામ અને ખાવાની ખાખ વગરના, કરજમા ગરદન સુધી ડુબેલા જવાનયાઓને હાથ પોતાની બેટીનુ ભવિષ્ય સોપી તેણીનો

તમામ ભવ બરબાદ કરે છ ગરીબ કુટુંબના પણ અસીલ ને રાંક, કમાઉ સપુતો તરફ એવી ખાનદાની ગરૂરી ધરાવનાર માતાઓ જયારે નાકનું ટીચકું ચઢાવી જુવે, ત્યારે તેવાં છાલકા શીક્ષણમા બચપણથી મોટી થનારી બેટીઓ તેવી સુગ ધરાવે તેમા તે નાદાન છોડીઓ કરતા તેવી અભીમાની માતાઓનો કસુર વધારે કહેવાઈ શકાય

તે રાતે માણેક નીરાતે સુઈ શકી નહી ઉંઘમા સ્વપ્નામા તેણીને ફીરોઝબાગ અને તેમા વસનારાઓની યાદ થયા કીધી અને લગાર પસેમાનીભર્યાં ભારી દીલે તેણી સવારના ઉંઘમાથી ઝબકી ઉઠી. દરવાજા ઉપર કોઈ ટકોરા મારતુ હોય એવો તેણીને અવાજ આવ્યો અને તેણીએ મીનુને ઉઠાડયો. તે લાબી અવાચી ખાઈ શાત નિંદ્રા લઈ ખુશ મીજાજે ઉઠયો.

"શુ છે, માણેક ?"

"કોઈ બારણુ ઠોકેછ" તેણી બોલી

મીનુ દરવાજા તરફ ગયો "સાહેબ, આપ તાર આવ્યો છ" નોકરે કહયુ "મે ધારયુ કે વણો જરૂરનો હોશે તેથી આપ સાહેબને ઉંગમાથી ઉઠાડવાની બેઅદબી કીધીછ"

મીનુએ પોતાના પારસી નોકર પાસથી તે તાર લીધો અને દરવાજો બધ કીધો. જયારે કેપટન તે વાચતો હતો ત્યારે માણેકના મગજમા ગઈ રાતના તારની બીના ધાઈ આવી "તે શુ એ વાત જાણવા પામશે ?" માણેક એક પળ ડઘાઈ ગઈ, પણ હમેશાની પોતાની ખુબસુરતીના પ્રતાપે તેણી કેવી પોતાના ધણુંને રમાડી લેતી તેની તેને યાદ થઈ અને તેવી ચુસતાકીથી મીનુને છેલ્લે સુધી જવાબ આપીને ઉભું રહેવાનો તેણીએ કસદ કીધો

તેણીએ જોયુ કે તે કદાવર બાધાના જવાનના હાથ તાર વાચતા થરથર ધ્રુજતા હતા—અને તે બોલયો.

"અહી કઈબા ભુલ થયલી લાગેછ" તેણે ગમખવાર પણ અજબ થયલે સાદે કહયુ

"તે શુ વારૂ ?" ધપકતા દિલે માણેકે પુછયુ

"મારા બાવા બીચારા ઘણા સીક–તદન બેહાલ છે હુ એવણને જીવતા જોવા પામશ કે તે માટે મને ઘણી ફિકર થાય છે" તેણે ધુજતા સાદે કહયુ અને અહી તે દરવાજા તરફ ગયો.

"રસતઈ આય તાર કયારે આયો ?" મીનુએ પોતાના પારસી નોકર જે બહાર શેઠની વરદી માટે ઉભો હતો તેને પુછયુ

"હમણાજ સાહેબ, પાચેક મીનીટ થઈ હોશે."

"પણ અદર લખે છે કે આય તો બીજો તાર છે એટલે પહેલો તાર કઈ આવેલો તુ જાણે છે ?"

"હા સાહેબ, ગઇ રાતે આવેલો ને તે હુ પોતે બાઈ સાહેબને હાથોહાથ આપી ગીએલો" તેણે કહયુ

"એ ખોટી વાત છે" માણેક બોલી ઉઠી "રસતઈએ મારા હાથમા આપ્યો તો નહી, એણે ટેબલપર મુકેલો"

મીનુ પામી ગયો કે કાઇ ઘોટાળો છે ખરો એટલે સહી કરીને રસીદ પાછી આપી તેણે રસતઇને વિદાય કીધો "રામાને કહે કે મારી ગાડી તઈયાર રાખે મારે હમનાજ સ્ટેશન તરફ જવુ છ"

દરવાજો બધ કરી તે સિધ્ધો પોતાની બઈરીના બીછાણા આગળ આવ્યો

"માણેક, તે તાર કયા છે, તે મને તરત આપ્યો કાય નહી ?"

તે અવાજ તદ્દન દૃઢ ને હુકમ કરતો હતો ગોયા તેના સાદમાથી બીલકુલ મીઠાસ નાબુદ થઇ ગયો હતો મીનુ તરફથી આવી ધમ્કી ભરયો સવાલ તેણીએ કદી સાભળેલો નહી એટલે માણેકનો મીજાસ ગયો

“ કહો છે, પુછોછ ? કચરાની ટોપલીમા મે તમુને નહી આપ્યો તેનુ કારણ એટલુજ કે તેમ કરતે તો આપરે પેલેસની પારટીમા નહી જઈ શકતે ” તણીની આ બેદરકારીથી મીનુને ગુસ્સો વધ્યો

“ પણ તુ જાણતી નહી હોય કે ત તારમા શુ લખાયલુ હતુ ?

“ હાસતો વરી ! મ વાચીને પછી ફારયો ”

મીનુએ એક ડગલુ વધારે નજદીક ભરયુ “ તે વાચ્યુ—તે વાચયું કે મારા ગરીબ બાવા બેહાલ જેવા ભયભરેલી માદગીમા પડેલા હતા અને મારી તતકાળ હાજરીની ફીરોઝબાગમા અતી ઘણી જરૂર હતી અને તે છતા તે તાર ફારી નાખ્યો ? માણેક તારી મગદુર શુ ? ” ખચીત આ વાર મીનુ ઘણો ઉશકેરાઈ ગયો હતો હવે તેના સાદમા હુકમ કરતા ધમકી વધારે હતી માણેકને મનથી ગભરાટ છુટયો પણ અરે ઓરત જાત ! તારા હાથમા સત્તા હોયછ ત્યા સુધી તુ તારી જીત બતાવવા માટે અતની ઘડી સુધી તારી અણનટતી હઠ ટકાવી રાખશે

“ માણેક આજ તુલીક તે તારા નેક ધાણી ઉપર ફતેહ મેળવીછ, પણ સભાળ, હવે જીત મેળવવાનો વખત આ નહી હતો પણ નાહી, માણેક—તુનાખી માણેક પોતાના જીગરના અવાજને કાન આપ્યા નહો અને મગજમા ભરાયલા તુમાખીના ધુવાને તેણીએ છડેચોક મોહવાટે ભડકારૂપી આગના સોહલા જેવા સખુનોએ બહાર પડવા દીધો

‘ મગદુર ?” નણી કોચપરથી ઉછળી ઉઠીને બોલી. “મને ચાહે તે કરવાને હુ મુખત્યાર છુ જા એ તારો બુઢો બાપ મારી સાથે અદબથી વરતયો હોતે તો વરી હુ એના આય ધખારાને પાર પરવા દેતે ને તમુને તાર આપતે પણ—”

“ ધખારા ! એક મરતો બુઝરગ શખસ પોતાના એક પુરા ફરઝદને મળવા માગે તેને તુ ધખારા કહેછ ?” તે બેહુરમ શબ્દોથી તપી આવતા મીનુએ ગરજના કીધી

“ પણ હુ શુ જાણુ કે તે ધપી જવાનો છે ?”

“ વાતકી ઓરત, તુ ઓરતના પવિત્ર નામનેબી લાયક નથી એક મરતા બાપને આય દુનિયામા પોતાના એકપુરા બેટાને મળવા ખાતર તારી બે કલાકની મોજનો ભોગ પણ આપ્યો નહી એ ઓદા મારી બઈરી માટે મે એવો વિચાર કદી કીધો’તા નહી ” અને ખુરસી ઉપર બેસી જઈ મીનુએ પોતાની આખે હાથ ઢાકી દીધા

પણ હવે માણેકની તુમાખીને જબરો ચચડાટ લાગ્યો નેણી વીછણ માફક ઉછળીને બોલી “ તુને કોણે કહયુ ’તુ કે તારી બઈરી માટે સારો વિચાર બાધ મારી આજ સુધીની તારી તરફ ખુલ્લો તુચ્છકાર બતાવનારી ચાલ ઉપ-રથી તુ શુ એટલુ જોઈ શકયો નથી કે તારા બાપની કે તારી લાગણી માટે મને ટચાકરીભાર પણ પરવા નથી ?”

“ હા, તારી લાગણી હમેશની કઠોરને નહી માફ થઇ શકે એવી બેરહમ હતી પણ લગનથી આપણે ધણી ધણી-યાણી થયાછ તો મારા બાવા તે એક ફરજ ખાતર તારા પોતાના પણ મુરબ્બી જેવા—’

“ મારા મુરબ્બી ! પેલો ઘરડો ઘુવડ અધયારડો તે મારો મુરબ્બી—”

'બસ કર એકદમ. માણેક, મોઢાડુ સંભાળીને બોલ !"

"શુ તમે મને ધમકી આપોછ? તમે શુ એમજ સમજોછ કે તમારા જેવા હલકાને પણવાથી હુ ઓછી હલકી થઈ હોઉં તેમ વરી તમારા ગામડયા બોચ સગાને મારા પોતાનાઓ દાખલ સઘરતી ફરૂં—"

"ત્યારે તુ મને પરણી શુ ધુર મુકવા—"

"તેમા મારી બીજી મતલબ હતી" તેણી પાકવી નાખનારા અવાજે બોલી

"તુ શુ એમ કહેવા માગેછ કે તુને મારી દરકાર નહી હતી?—"

"તમે શુ મારી આજ સુધીની ચાલથી તે જાણવા પામ્યા નથી?" માણેકે સામુ પુછયુ

"હવે તો તુ એટલે સુધીબી ફાસ્ટ જશે ને મને કહેવા માગશે કે તુને બીજાની દરકાર છે"

"વરી તેવુબી ખરૂ."

હવે મીનુ ઉઠીને માણેકની લગોલગ આવ્યો તે ઉછાછળી તુમાખી ગરવથી આધળી બનેલી છોડીએ જોયુ તેમ તે પીલતન જવાનનુ તમામ શરીર થરથર ધ્રુજતુ હતુ

"તુ આય સાચુ બોલેછ કે જુઠુ" તેણે દુખથી ઘમ ઘોર બનેલા અવાજે પુછયું

"તદન સાચુ" તેણી તુચ્છકારથી બોલી "મને, મારા જેવી એક નામીચા ખાનદાનની આવી ખુબસુરતીને, તારા જેવા ગામરીયા બોચ હલકા ખાનદાનના આદમી સાથ જોરાવાને કેમ બને? સીવાય કે તેમા મારી બીજીજ કાઈ મકસદ હોય. તુ શુ એમ ધારેછ કે મારા અમીરી લોહીને

આવી નામોસી લગારવા માટે મારી પાસે કશુ કારણ નહી હતુ ?"

"મારૂ જીગર તુટી ગીયુ'તુ" માણેક રડતા બોલી "મારી જવાનીમા વાહલા થઈ પડેલા એક જીવે મને દગો દીધો, તે મને બેવફા નીવડયો ને તેથી—"

"તેથી તે મને તારો ગુલામ બનાવ્યો ? ઘણી મેહેર-બાની તમારી, મોટા ખાનદાનના માણેકબાનુ ! ખચીત મુજ જેવા કમીના ઉપર આય તમારી કેવી મેહેરબાની ? એક સવાલ વધારે આય મરદનુ નામ શુ કે જેને ખાતર તે મારો ભવ બરબાદ કીધો ?"

"હુ નથી કહેવાની" હવે માણેક ગભરાઈ રખે તેના આ ઉછાછળા એકરારથી મીનુ તેને કદી માફ નહી કરે

"મને કહેવુ જ પડશે" તેણે માણેકના બને હાથો મ-જબુતીથી પકડી એક બરાડ મારી—"તેનુ નામ ?"

"તમે જાણોછ તેજ, લવજી શેઠ" માણેક દબાયલે અ-વાજે બોલી એક પલકારામા ગઇ કાલની પારટીનો દેખાવ મીનુની નજર સામે આવીને ઉભો વેહેમનુ બીજ તો તેજ વેળા તેના મગજમા રોપાયુ હતુ બસ તેને લાગ્યુ કે તેનો સુખનો સુરજ સદા માટે ગુરબ થયો હતો એક લાબી અ-સરકારક જીગર તુટી જાય એવી અફસોસની નજર પોતાની બાયડી તરફ ફેકી મીનુ ત્યાથી ચાલી ગયો

માણેક કોચ ઉપર માથું પટકી બેઅખત્યાર રડવા લાગી તેણીએ જે હકીકત કહી હતી તે ખરી હતી પણ અરે, એક સવાલ મીનુએ વધારે પુછયો હતે ! હવે માણેકની લાગણી કેવી હતી તે બાબે મીનુએ પુછયું હતે તો તેની ધણીઆણી પોતાના ખાવીદના ગળાને વળગી પડી બધી પોતાની તુમાખી

નાટે માફ માગતે ગઇ કાલથી તેણીએ લવજીને પોતાના પુરેપુરા બહારમા ઓળખી લીધો હતો અને સાથો સાથમા પોતાના ભલા ખાવિંદની અસીલાઇથી તેણીમા સારી અસર થવા પામી હતી—પણ અફસોસ! કે જ્યારે સદાના સુખી થવાનો વખત આણી ઉપર આવ્યો ત્યારે ખાલી હેકરાઈ અને પોતાના ભોળા વર ઉપર વાપરવાની પોતાની સત્તાની મુસતાકીએ બાજી બગડી ગઇ માણેક કલાકો સુધી એવી આશામા ત્યા પડી રહી કે તેણીનો મીનુ પોતાની બાયડીને બોલાવતો આવશે, પણ ફોકટ અંતે વધુ ધીરજ ન રહેવાથી તેણી તઈયાર થઈ બહાર નીકળી પણ લુઈઆ આયાએ ખબર આપી કે શેઠ પોતાના સામાનનો એક બેગ લઈ સ્ટેશન તરફ ઉપડી ગયા હતા

માણેકને મલ્યા વગર! તેણીના મગજમા તમર આવી ગયા અને પડોશની ખુરસીપર તે બેસી પડી

———( ० )———

## પ્રકરણ ૨૩ મું.

## ફીરોઝપુર તરફ.

જ્યારે ફીરોઝ બાગમાથી મીનુ ને તેની બાયડી મુંબઇ તરફ ઉપડી ગય ત્યારે સદાના આ સંતોશી સુખી મકાનમા ગમીનો પડદો ઉતરી આવ્યો ઘણીક વખત હીરાબાઈ અને આવા માસી સાથે બેસીને આખ પાણી કરતા વહુ વાપરવાની ને પોતાના સપુત બેટાને સદાનો આખ આગળ રાખી તેના મીઠા બચ્ચા બાળામા પોતાનો બુઢાપો કગરથી પસાર કરવાની તેમની આશાઓને કેવો ફટકો પડયો હતો મની પોતાના આ ભલા સુરબીઓને ગમગીન જોઈ ઘણી દુખી થતી,

પણ ગરીબ મનજીભાઈ, તેવણુના દિલમા થતા હદ બહારન ગમીના ઉછાળા બહારથી જોવાને કોઈબી શકિતવાન નહી હતુ

ફકત મનીથી તે મકાનમા કાઈબી રોશની આવતી, અને આ ભોળી ભરભરી ને સતોશી છોડીથી તે ઘરમાની ગમી આસતે આસતે દુર થવા લાગી.

એક દિવસે મની પોતાની રાબેતાની લટારે નીકળી જામાસપજી જાગીરદારના બેન નાનીબાઇના મકાન તરફ તેણી આવી પુગી કે વણે દિવસે આ બુઝરગ બાઈને મળવાને મનસુબે તે અસલી ઢબના પણ મોટા હવેલી રોકા મકાનમા દાખલ થઈ

આ નાનીમાઈના વર પાહલનશાહ શરાફ સુરતમા સરાફીનો ધધો કરતા હતા અને પોતાની કરકસરી આદત અને સાદી જીદગીથી તેઓએ સારો પઇસો એકઠો કીધો હતો તેઓ બિચારા બચાના સુખથી બેનસીબ હતા, છતા સતોશી હોવાથી સુખી હતા, પાહલનશાહ અસલી ઢબના સુરતી પારસી હતા; આડા બધેનુ બદન, અલેચાની ઈજાર, ચાચના જોડા અને ડગલી વગરના બદનપર મોટી અધમણયા પાઘડી પેહેરી, તેવણ સેતરજીનો ટુકડો બિછાવી પેઢી ઉપર સવારથી સાજ સુધી બેસીને નાણા, હુડી, વગેરેની ગણત્રીમા વખત કાઢતા નાનીબાઇને પોતાના ભાઈ જામાસપજી ઉપર સારો જીવ હતો એટલે તેમના નાના દીકરા રતનશાહને કરી લેવાનો તેમનો વિચાર હતો પાહલનશાહે તે સાભળી શકથી ડોકુ ધુણાવ્યુ "રતનશાહ, નહી, નહી, નાનાભાઈ, એ છોકરો કાઇ તુને ને મને તરીપાર ઉતારે એવો લાગતો નથી કાઈ મેહેરનોસ વરે તારો એવો વિચાર થાય કે?"

"નહી, મેહેરનોસને જી, એ તો એના બાપનો વરો દીકરો, બસ મારો તો જીવ બધો રતનશાહમાજ છે, તમે

એને આપરે બેર રાખીને વાપરી તો જોવો ?" "હુ વાપરી જોએ, મારૂ ને તારૂ કપાર આય કુતરાને ગરે બાધે તેવા ગલપટા પહેરીને ફરતો ફરે, ને નહી હીખવા ભણવાનુ નામ મલે, કે નહી વેપાર વણજની વાત એ પાણીએ કાઈ આપરા વાલ ચરે નહી

પણ નહાનીબાઈ મકક્મ વિચારના ને ઓલયાગપાટ બઈરા હતા. તેવણે અતે પોતાની જીદ પાળી અને જયારે બિચારા પાલનશાહ ગુજર પામ્યા ત્યારે તેવણના પાળક દાખલ રતનશાહનુ નામ ભણાવ્યુ મરહુમ ઘણા દુરઅંદેશ હતા અને પોતા પાછળ વસીયત મુકી ગયા હતા જે તેવણના હુકમ મુજબ સોલીસીટરો વરસી વિતા વાચનાર હતા આ બધો વખત રતનશાહ પોતાને પોતાના કુવાનો એકલો વારેસ થયલો માનતો પાલનશાહને મરણ પામવાને લગભગ વરસ થવા આવ્યુ હતુ અને નાનીબાઇ સુરત છોડી ડુમસના ગામડામાના અસલ મકાનમા ચાલી આવ્યા હતા, જયા અવાર નવાર મની તેમનો વખત સોહવડાવવા જતી હતી આજેબી મનીને આપણે ત્યાજ આવેલી જોઈએ છીયે

"કેમ નાનીબાઈ માય, કમ છેવો" મની તેવણને કોટી કરતા બોલી "છેઉ દીકરા, સારી છેઉં હમણાજ વારીમાથી આબા આવેલા તે કાતરયાપર ભરાવતી'તી, જા દીકરા મની ઉપર કાતરયાપર જઇને સારી પાકલી જોઈને કેરી ખાઈ આવ"

મનીને તે આગલા દિવસો વાદ આવ્યા કે જયારે તેણી વગર ઈજાને કાતરયા ઉપર ભરાઈને કેરીઓનો ઘાણ કાઢતી "નહીજી, હમણા તો માફ કરો" તેણી હસીને બોલી "મને ભુખ નથી, પણ આય વરસે તમારી વારીમા આબાનો પાક સારો છે કે?'

"કોણ જાણે દીકરા બધા લોકો કહેછ કે ઘણો સારો પાક છે ને મારી વારીમાથી પોર કરતા ઓણ ઓછી કેરીઓ આવી છે એ તો માય, ધણી વગરના ઢોર સુહના તે કહેતી કઈ ખોટી છે?"

તેવણ આખ લુછતા બોલ્યા "પણ શુ રવનશાહ દેખરેખ નથી રાખતા?" મનીએ પુછ્યુ

"અરે હરવાયો તે, જ્યારે આવેચ ત્યારે પઈસા આપો, પઇસા આપો, એટલુજ તે તો જાણેચ વાડીમા નજર રાખવા કેઈચ ત્યારે તો સામે થાએ કે એ મારૂ કામ નહી ને કહેચ કે બધુ વેચી સાટીને મને રોકડા પઈસા આપી દેવો"

"પણ વસીયત તો હજુર વચાયુ, નથી કેની?" મનીએ પુછ્યુ

"નહી પણ જ્યારે હશે ત્યારે એજ સઉનો ધણી થશે એમ છે, મનેબી કઈ સુજ નહી પરયુ તે, બાકી બિચારા બેહસ્તી તો વરના ઘરથીજ ના કહેતાતા પહેલા તો કેવો પરયો બોલ ઝીલી લેતોતો, ને ફુવાજી સાહેબ, ને ફુઈજી માય કરતો તો, હવે તો બસ તુ કોણ ને હુ કોણ પાચેક દહારા પર તો તકરાર કરીને ગયો એને એકદમ તન હજાર જોઈતા હતા, રબર તેઅરની નવી ગારી લેવા તે મે ના કહયુ, તો શુ બોલુ હવે મની તારી આગર મારા મોહના પર કહેચ કે દોખમે ચહરાવવાનો વખત આવયો ને પઈસાને સાની હઈયે બાધીને ફરોચ" ફરી નાનીબાઇએ આખ લુછી "મારા પાલનશાહને બેહેસ, કદી ખીસ નથી કહયું, ને હુ તેવણુની ઉપરવારી થઈને આય દુકતાને મારા ઘેરમા લાવી તેનો એમ મને બદલો આપ્યો"

"નાનીબઈ માય, હુ દલગીર છુ કે તમે ખચીત તમારે હાથે તમારા પગમા કુહાડી મારીચ જે છોકરાને

માટે એના માયબાપ દુખી, જે પોતાના મુરબીઓ તરફ નીમકહરામીથી વરતે ને તમારી તરફ એવી નગુણી ચાલ ચલાવે તેમા નવાઈ નહી, જો હુ તમારે ઠેકાણે હોત તો આવા એક શીખ્યા ભણ્યા વગરના છકેલ ઈતર દુકતાને કરી લેવાના કરતા મારા પઈસાનો જુદોજ ઉપયોગ કરતે સગા-ઓમાથી આખ વીચીને એક આખાખાચો છોકરો ઉંચકી લઈ તેને આપણુ આબરૂદાર નામ ને તમામ દોલત કહાડી આપી, ચાલતે દહાડે તેને હાથે નામ ને પઈસા બનેને બટો લાગે તેવી નામોસી મેળવવી એ આપણા હાથે પોતાના પગ તોડયા બરાબર છે તેના કરતા પારસી કોમમા મુફલેસીમા સબડતા ગરીબ નાવારેસ બચાઓમાના એક અરધો ડજન પાળી લઇ શારી કેળવણી અને ઉતમ તરબિયત અપાવી, આપરી કો મને શોભા મલે તેવા ઉચા ધંધામા અને આબરૂભરી હાલતે તેઓને મોટા કરી દુનિયામા બહાર પાડવામા હુ ખરી સ-ખાવત અને દુરઅંદેશી સમજુ છુ તેવુ તમે કીધુ હોતે તો તનુ જાવદાન પુન લાગત ’

‘ પણ દીકરો નાહી કરી લે તો ચીનવદપુલનો રસ્તો કોણ બતાવે. ઓ વહીરે નાય દીકરા વગરતો દુશમનને ઘેર અંધારૂ જો—”

“ એવો નેકનામ કરી લેવાથી તો ખચીત આ દુનિયામા નામને અંધારૂ લાગે તેમા નવાઈ નથી પણ હુ એમ પુછુ છુ નાનીમાય કે—કે તમારા ભઈના વડા દીકરા છે, તેવણ તમારી જાગીરીપર નહી ટેખરેખ રાખતા કે ? મનીએ અચ-કાની છીએ પુછયુ

“ કોણ, મારો મેહેરનોસ ? કુઈ મરે એતો આજે મારૂ કામ કરવા દોરી આવે, પણ રતનશાહને એની સાથે કહા બનેચ જે ? નથી એ બીચારો અલગ રહેગ ’

"કાય ભાઇઓ ભાઈને બનતુ નથી ? પણ તમા વાક કોણનો હોસે?" રતનશાહનોપતો જામાસાજીને તાહ કાલેખાન નામનો સીપાઇ છે તે તો તે જોયો હોસે? હવે એક દહાડે રતનશાહનુ સુવુ એબયલ જેવુ કુતરૂ ખોબઈ ગયું, તે એને કાલેખાનને આખા ગામમા શોધવા મોકલ્યો બીચારા તે સીપાઇએ ઘણુબી શોધ્યુ જુઠુ શુ કામ બોલુ, કહેછ કે રખડતો રખડતો સુરતવેર ચાલતો ગયો, પણ નહી મળ્યુ ત્યારે આવીને રતનશાહને કહયુ એતો હાજીયો રાતો ને પીળો થઈ ગયો ને કહયુ કે જા જાહનમમાથી શોધી લાવ હવે મરે મને હસવુબી આવેછ મની, પણ મુઈ એ પઠાણ કસરેવજી જાત તે તરત નોકરીપરથી ચાલી ગયો ને છ મહીને રહીને એકદમ આવીને રતનશાહને કહયુ કે જાહનમમાબી શોધી આયો પણ ત્યાબી નહી મલતુ! પછી તેણે છ મહીનાનો પગાર માગ્યો એટલે રતનશાહ તો છેરાઇને તેના આગપર ગયો તકરાર જોઇને મેહરનોસ વચ્ચે પડયો ને સીપાઇ તરફની બધી હકીકત સાભલી અને રતનશાહની પાસથી જબરીથી કાલેખાનના છ મહીનાનો પગાર અપાવ્યો, તે દહાડેથી રતનશાહભઈ સાથે ઉચે મોહને છે"

"મેહેરનોસે ઘણુ ડહાપણ કીધુ" મની બબડી

"મીનુની બઇરી કેમ છે? પછી એ લોક તો મુંબઈ ચાલી ગીયા?"

"હાજી" મની બોલી "પણ મીનુનુ રોજ કાગળ આવેછ"

"પેલા બીમપોરમા રેશમી કાપડની દુકાન માડીને પેલા મુબઈવાળા વર બઈરી રહયાછની, તે બઈરી બીચારી ઘણી સારી છે, અવારનવાર મારી પાસે આવેચ, તેને મને કહયુ કે એ મીનુની બઈરી તો ઘના મોટે ખાનદાનની છે. મુબઈમા તો એના માયબાપનો દોર ઘનો" માણેકબાઇ બોલ્યા.

"હા, પણ નાનીમાય, એ બીચારા વર બઈરી તો દુકાન ખાલી કરીને મુંબઈ પાછા જવાના છે એમ મે સાભળ્યું કહેચ કે એ કુંવરજી કાપડીયાને કાંઈ કમાઈ થતી નથી ને બીચારો ખોટે ધધા કરેછ--"

"હા દીકરી, બીચારી એ કુંવરની બઈરી સુનાઈ મારી આગલ કહેતીથી કે દુકાન બન કરીને જવાનો વખત આવ્યો તો, પણ જાગીરદારના મેહેરનોસજીને એ વાતની ખબર પરતા પોતાના જાતભાઈની મદદે તેવન તરત આયા ને બીચારાને છુપી મદદ કીધી. તેની દુકાન માગનારાઓથી લુટઇ જતા બચાવી લીધી, કાંઈ બીચારી સુનઈતો લાખ લાખ મોહને મારા મેહેરનોસ દીકરાની તારીફ કરતીતી એવોજ બધો ગુણ મારા રતનશાહમા હોતે તો આજે મને બરાપો શાનો હોતે"

આ વખતે મની મોડું થવાનું કહી ઉઠી ઉભી થઈ નાની બાઈ તરતની બણેલી બાજની ખુમચી મની આગળ લઈ આવ્યા અને તે બુઝરગ બાઇને ખોટુ ન લાગે કરીને સેહેજ ચાસણી કરા તેણી હવે બહાર પડી

થોડુંક આગળ ચાલતા તેણીએ જામાસ્પ જાગીરદારની વાડી નજદીક આવી પુગી મનીએ અજાયબી વચ્ચે જોયું તો પચીસ તીસ કોલીયા મજુરો હાથમા કુહાડી લઈ, ખજુરીના હારે કટાર ઉગેલા ઝાડો ઉપર મોટા મોટા ફટકા મારી ઉંડા ગા કરતા હતા આ શું તમાસો હતો ? મની જરા વધારે નજદીક ગઈ તેટલા જામાસ્પજીના મકાનના બુઝરગ કારભારી ફ્લા કાકા ઉપર તેની નજર પડી ફ્લાજી કમરે હાથ ટેકવી બધા મજુરોને વરદી આપતા તેમ તેમ શુરપર ચડી કોલીઓ ઝાડને ફટકા લગાવ્યા જતા

"શુ છે, ફ્લાજી?" મનીએ અતે પુછયુ "

"કેણુ, મનીમાઈ કે આવો, આવો' અને બુઢા ફલાએ વાડીનો દરવાજો ખોલ્યો

"આય ઝાડનો કાય નાશ કરાવોછ!" મનીએ પુછયુ "કોણના હુકમથી, ને તમારી વાડીમાની તાડી તો ઘણી વખણાયછ"

"હમારા હેડ મેહેરનોજીના ઉકમથી એતો થતુ છે"

મનીની અજાયબીનો પાર ન રહયો આવા માતાના દુધ જેવા મીઠા અમરત પાણી દુજતા ઝાડ, કે જેનેથી મહીને દહાડે ખાસસી કમઈ ગજવે ચાલી આવતી, તેનો આ પ્રમાણે નાશ કરવામા ખચીત કાંઈ ભરમ હોવો જોઈયે મનીના જિજ્ઞાસુ સવાલથી તેણી નીચલો ખુલાસો જાણવા પામી

આ વાડીમા બસો ખજુરીના ઝાડ હતા, જે ઘણા ખગ પચીસ પચીસની હારમા ઉગેલા હતા એની આગલી પચીસ હારના ઝાડની તાડી મકના તાડીવાળાની દુકાને વેચાતી, જે જામાસપજીનો ઘણો જુનો નોકર હતો હવે જયારથી જામા સપજીએ પોતાની વાડી વગેરેનો વહીવટ મેહેરનોસને સો- પયો ત્યારથી આ જવાન, કમાઇને કોથળો બાધવાના વિચાર- માત્ર નહી પણ પોતાના હાથ નીચેના બધા તેના કામદારો સુખી હતા કે, તે જાણવા અને તેમ કરવાને વધુ ઈતેજાર રહેતો તાડી હદ । પીધી હોય તો વણી ગુણકારી ને નિર્દોષ પીણુ હતુ એમ તે જાણતો, છતા કોઈકવાર નાછિયા, દુબરા કે કોળિયાઓ તેનો હદથી બહાર ઉપયોગ કરી પોતાના કુટુ- બને ત્રાસરૂપી થઈ પડતા એટલે તેના અટકાવ ખાતર મેહરનોશે ચોકકસ આદમીને ચોકકસ પ્રમાણ માંજ વેચવી એવો સખત ધારો પોતાના દુકાનદારોમા

કાઢયો હતો તોપણ અવારનવાર તને કાને ગામડાના લોકોની ફરીઆદ આવતી અને તે જવાને ભારી અજાયબીથી જોયુ કે જેને ઘેર મારફાડ કે વઢવાઢ ચાલતી તે બધાના મકાન ઘણુ ખરા મકના તાડીવાળાની દુકાનની નજદીક આવેલા હતા ત્યારે શુ મકનો તે લોકને વધારે વેચતો હતો? તેમ તો બને નહી, કારણ દીવસના સરવે કામપર આવતા ત્યારે શેઠ આગળ સાચું કબુલ કરી દેતા કે રાબેતા કરતા વધારે તેઓ પીતા નહી. ત્યારે આ મકનાના પીઠાની તાડી તે લોકોને ચઢી જતી તનુ કારણ શુ? બીજા મજુરો એટલીજ તાડી બીજે પીઠેથી પીતા તે લોક ઉપર કશી અસર થતી નહી શુ મકનો પોતાની તાડીમા તબાકુના પાતરા ઉકાળીને નાખતો હતો ત જેમ કેટલાકો પોતાની તાડીને કડવી ને કેફી બનાવવા ખાસ કરે છે તેમ કરવાથી એ કેફી પીણું વધારે ને વધારે પીવા તેઓને તલબ થાએ એટલે વેચનારની ઘરાકી વધે તેમ પણ નહી હોય, કારણ મકનો તેવો ન હતો

“એનુ કારણ આપરે શોધી કહારવુ જોઈયે મકના, તારે તાહની તાડી એટલી કેફી કેમ હોયછ ઝાડમા તો કાંઈ ફરક નાહીં હોય, કારણ બધા ઝાડ એકજ વાડીમા ને એકસરખી જમીનમા ઉગેલા છે” મેહેરનોસે ભારે વિચારમા કહયુ હતુ

“મને તો કહી હમજ નહી પડતી, દાદાહાએબ, કે એ ઈમ કેમ થતુ છે ક્યો પેલા ભાનીયાને તાહ રડારોલ ચાલી રએલી”

દુરથી ખચીન મોટા વાટા પાડી રડવાનો અવાજ આવતો હતો મેહેરનોસે કારણ જાણવા માગ્યુ

“ઇતો ભાનીયાની નાહની પોરી ઈશવરમે ત્યા ગયેલી.”

"કેમ વારૂ, કંઈ માંદી હતી કે?" તેનાં ઘર તરફ પગલાં લંબાવતાં તેણે પુછયું.

"દાદા, માંદીએ નહીં ને બીમારે નહી ભુખમરાથી બ-ચારી પોહચી ગીયેલી."

"ભુખમરો?" મેહેરનોસે કમકમતાં પુછયું. "એના બાપને દસ રૂપીઆનો પગાર મળેચ ને એક નાનું બચ્ચું તેનાથી પળાયું નહી? એમ કેમ બને"

"ઈતો તમે ખોદાયના બંદા હોવો તો માનજો હેઠ પણ આપણે તો હાચેહાચું કીધેલું" મકનાના આ ખુલાસાથી તેના જવાન શેઠે પેલા ઝુપડા તરફ ચલાવ્યું. ખચીત ભાનયાનું બાપરૂ બચું મરણ પામ્યું હતું અને તેની બાયરીને સાસુ ચાટો તોર રડતા હતા. એક ખુણામાં ભાનયો લાલ ડોળે પણ ચુપ મોઢે ઉભો હતો. શેઠને આવતા જોઈ તેણે જમીન તુલીક વાંકો વળીને સલામ કીધી.

"એ બચ્ચાની કંઈ દવાદારૂ કીધીતી?" ને કંગાલ ઓરડાની કમકમાટ ઉપજે એવી ગલીચી, ત્યાંના વસનારાઓની શીહા બદબખતી બતાવી આપતી હતી, જે જોઇ દયાળુ મેહે-નોસનું દિલ દાઝી ગયું.

"નીહ, પઈહા નીહ મળે" ભાનયાએ ટુંકમાં કહયું.

"બધા મારા કામદારો દશ રૂપીઆના પગારમાં સુખી છે અને તુંને શું એટલા રૂપીઆ બસ થતા નથી"

"નીહ હાએબ, નીહ બહ થાએ હમણા માચી પાહે દમડી નીહ મલે તેમાં હું મારા પોયરાને મહાને કેમ લઈ જાવહ?"

મેહેરનોસે ગજવામાથી તુરત રૂપીઆ પાચ કાઢીને ભાનીયાના હાથમાં મુકયા.

"લે, ખોદાને ખાતર કોઈ ડાકટરને બોલાવ અને એ બિચારૂ જો મરી ગયુ હોય તો એની પાછળ ખરચજે," એમ બોલી ભારી દિલે તે ત્યાથી ચાલી જતો હતો તેટલા મકના તાડીવાળાએ તેની બાહે ખેચી "દાદા હાએબ, મારી દુકાનની પછવાડે આવો કઇ તમાહો બતાઉ"

મેહેરનોશ ગયો ખચીત પેલો બદબખત ભાનીયો તરતના મળેલા પઈસા લઈ પોતાના બચાના શરીરને ઘરમા પડતુ મેલી ત્યા તાડી પીવા આવ્યો હતો મેહેરનુશજી આવે તે આગમજ તો મકનાની બઈરીએ ભરી આપેલો દડીયો તે પોતાના પાપી પેટમા હોમાવી ચુકયો હતો અને તે કેફી કડવા પીણાથી તે આદમીમાથી હેવાન અવતારમા અડધો ફેર થઈ ગયો હતો

"એની જુસતેજુ થવી જોઇયે, આય આડમા કઈબી શેતાનયત ખેચાણ છે, ત્યા વગર એની તાડીમા એવો અવગુણ હોય નહી" એવા તરગોમા તે વિચારવત દિલે પોતાની વાડી તરફ ચાલતો હતો તેટલા તેને સામે કીચલમા કોઇ આકારને ઘીસલી પડેલો દીઠો નજદીક જતા તેણે જોયુ કે તે એક ગોસાઇ બાવો હતો અને આ અકસ્માતથી તે પોતાના ભગવા લુગડા અને તપેશરી માળા ભુલી ગયો હોય તેમ કીચલ અને વરસાદને મોઢ છુટા વિશેષણ કહી સભળાવતો હતો મેહેરનુશે તેને ઉઠવામા મદદ કીધી એટલે તે ઘણો ખુશી થયલો દેખાયો

"બેટા, હુ તારૂ નસીબ વાચી શકુચ, તુ ઘણો ભાગ્યશાળી પુરૂશ નિકરશે" પેલા ગોસાઈએ ચલાવ્યુ

"હાલ મારા મનમા એક મોટો સતાપ છે તે જો દુર થાય તો હુ મને ઘણો નસીબદાર સમજુ "મેહેરનોસ હસીને

બોલ્યો ગોસાઈના જાણવા માગવાથી આપણા જવાને પેલ ઝાડ માટે પુછ્યુ

" મારા બેટા, એજ બતાવી આપેછ કે તુ કેવા ભલ દીલનો છે હુ એનુ કારણ જાણુ છુ; જે ઝાડમાથી એવી કડવી તીખી ને સવાદદાર તાડી આવેછ તે ઝાડની નીચે વીછુઓના ગજાવર દર હોવા જોઈયે, તાડીના ઝાડ નીચે વીછીઓને હમેશા દર કરવા ગમેછ, ને જો તુ એક ઝાડ ખોદાવીને જોશે તો કાઈ સેકડો વીછી તુને જણાઈ આવશે એ વીછીના ઝાડની તાડી પીનારને એક રીતે જેમ અફીણીઓને અફીણની ટેવ લાગુ પડેછ તેમ તેને એનીજ તરસ લાગેછ ખચીત એજ એનુ કારણ છે અને વગડામા વસનારો હું હોવાથી મને એનો અનુભવ છે"

મેહેરનોસ તો આ સાભળી પોતાના પીતા પાસ દોડયો. તેને એ પચીસ ઝાડ તરત કપાવી નાખવા પોતાના બાવાની પર વાનગી લેવી હતી. જામાસપજી આ હકીકત સાભળી અજબ થયા "અને દીકરા તુ એ ઝાડ કપાવી નાખવા માગેછ ?" તેવણે પુછ્યુ "

" હા બાવાજી,"

"પણ એ ઝાડ છો રહયાં, એમા આપુને થોડું નુકશાન છે, આપરા ગજવામા તો મહીને દહાડે સારી રકમ આવેછ—"

" બાવાજી, મારી ખાત્રી છે કે તમે અમથુ મારૂ માનણુ જોવા માગોછ એ ઝાડ આપરા ગરીબ કુલીઓને કેવી રીતે લોકના સસારથી પાયમાલ કરે છે ત જાણયા પછી તમે કહીબી ને રાખવા હેવોજ નહી " આ મેહેરનોસની દલીલ હતી

"જા બા, તુને જે ગમે તે કર પણ જો તુ એ ઝાડ કપાવી નાખશે તો એ વાડીની આયપત ઓછી થશે એટલે એ વાડી હુ તારા નામપર કરી આપશ ને બીજી વાડી રતનશાહને મળશે"

"કાઇ ફકર નહીં બાવાજી" મેહેરનોશ આટલુ બોલી બહાર પડયો તેની પીઠ પાછળ જાગીરદાર મગરૂરીથી ખુશ થતા મનસે બબડયા "મારો હીરો દીકરો, ખચીત રતનશાહતો એની જુતીએબી નહી આવે

અને એ રીતે જયારે મનીએ તે બધા ઝાડને તાડી આપતા અટકે તે રીતે ઘાયલ થતા જોયા અને ફલાણીને મોઢે ઉપલી હકીકત સાભળી ત્યારે તેણી આ જવાન મેહેર-નોસનુ આવુ હાતમ જેવુ નેક દિલ જાણી મનથી મગન થતી તેણી આગળ વધી

---

## પ્રકરણ ૨૪ મુ.

---

## મનીની પસંદગી

મનીજેહને કાંઈ કુદરતી રીતે જાગીદારના આ વડા બેટા તરફ ખેચાણ થતુ હતુ. પણ તે જવાન પોતે એટલો શરમાળ ને એક મારગી હતો કે કોઈબી બાનુઓમા ભળાતો નહી જયારે નીચી મુડીએ તેણી વિચારમા ઘર તરફ ચાલી જતી હતી ત્યારે સામેથી તેજ જવાનને ચાલી આવતાં તેણીએ જોયો

સલામ અકરામ થવા બાદ મેહેરનોશે પોતાની ચાલ ફેરવી મની સાથે આગળ વધવા માડયુ "તમારા મામાજી કેમ છે? કાંઈ બહાર દેખાતા નથી?" તેણે પુછયુ.

"જી, સારા છે પણ હાલમા જરા બહાર નીકળતા નથી," તેણીએ ધીમેથી કહયુ "મે હમણાજ ફ્લાજીને મોહને પેલા તારીના ઝાડની હકીકત સાભળીને તમારી આવી સમજશક્તી ને સારા દિલગુરદાથી હુ ઘણી ખુશી થઈચ"

આ વાજબી વખાણ હતી, પણ તેટલુ સાભળતા પેલો જવાન લાલ બની ગયો

"મે સાભળ્યુ છ કે તમુનેબી એ ગરીબ લોકની દાઝ ઘણી છે, એ લોકના ઝુપડાઓમા મે તમુને ઘણીવાર જતા જોયાછ ખચીત જો આપણે એ લોકની કંગાલ્યતની કદર નહી કરયે તો બિચારા કુતરાને મોહને અટવઇ જાય જુવો આ નાથીયા માછીની ઝુપરી કઈ સતર ઠેકાણે બકોરા પરયાછ ને દશ ઠેકાણેથી દેવાલ ઉખરી ગઇછ છતા ગમે એવો સમજાવેલો એ સમજતો નથી અને પોતાનુ મકાન છોરતો નથી હવે બિચારો બુઢાપાને લીધે કામથી અસકત જેવો થઈ ગયોછ પણ એ હજુર કબુલ કરતો નથી આપણા લોકો જવાનીમા પોતાના સગાવાહલાઓને આશરે હાથ હોરતા પડી રહી આખાખાઈ જીદગી ગુજારે છે, અને આય બચગીથી મેહેનત મજુરીમા ઉધરેલાઓ આવા બુઢાપામાબી પોતાના ખભાની મુસતાકી રાખેછ" મેહરનોશ એમ બોલી તે ઝુપડાની બહાર બેઠેલા એક ચીમડાયલા ડાચાના બુઢા માછીઆ આગળ થોભ્યો

"કેમ નાથીયા, તુ એ તારૂ ભાગા ભસતા જેવુ ઘેર કયારે મુકીને તારા દીકરાને તાહ રેહવા જશે" મેહરનોશના આ સવાલથી પેલો ડાચા બેઠેલો ડોસો ટટાર ઉઠીને ઉભો

"હુ ? એ હુ બકે ? દાદા, મારા પોરા થતાની કમાની ઉપર હું જીવુ ? કઇ મારૂં મગજ બગજ ખહી ગીએલુ, કે કઈ આધરો પાગરો થીએલો કે દીચરા પાહે ભીખ માંગવા

જાણું ? જાહ હુધી આ મારા બે હાથ ને બે પગ ચાલે તાહ હુધી તો નીહજ" નાથીયાની આ નગારૂર દલીલ ઉપર પેલા બને જવાન જીવો આફ્રીરીન કરયા વગર રહયા નહી "કેમ મનીબાઈ, મારી મા, તુ કેમ છે? કાલે પુરનીમા થહે ને તાર વરે મોટામા મોટી બોઈ પકરી લાવાહ"

"વારૂ નાથીયા ડોસા, જરૂર લાવજે, તારી ભીખી હવે નીશાળે જાયછ કે, રોજ?" મનીએ પુછયુ

"હોવે, જાતી છે તે ભનવાને વરે લાલચબી બહુ હારી આપેલી તો કીવારીપર નવી હારી ને દહેરાપર નવા ચીતર હઉ અપાવેલુ તે હવે અમોલા અમોલી હીખવા જાય, પણ કેમ મેહેરનોછજી દાદા, તુ ને મારી મની મા બને હાથે ફરતેલા? કઈ જાગલા મડમનુ જોર થીયલુ હુ" નાથીયાના આ સવાલને જવાબ કશો તેને મળયો નહી, પણ તેજ પળે બનેએ એકમેક તરફ જોયુ, અને આખ જે જીગરને આયનો છે, તેમા તેઓએ એકમેકના જવાબ વાચી લીધા હવે તેઓ ધીમે પગલે આગળ વધયા બને ખુશાલીને મારે ચુપ હતા આ એકમારગી જવાન, જેનામા આજ કાલના ચપરખધાઓ જેવી ધમચકરી કે દોડધામ જેવુ કશુ નહતુ અને જે, પોતાના દિલની ખાહેશ શરમાળ સ્વભાવને ખાતર આજસુધી મનમાજ છુપાવી રાખી ફરતો હતો, તેણે આ અચીતુ બરફ ભાગેનુ જોઈ હિમત પકડી

મનીજેહ—નાથીયા ડોસાની આગાહી ખરી પડશે તેવી હુ આશા રાખુ? હુ કબુલ કરૂ છુ કે મારા જેવો સાદો કઈ તમારે લાયકનો કહેવાય નહી, પણ ખોદાના પવિત્ર નામથી કહુ છુ કે તમને સુખી કરવા એ હુ ખોદાને ઘર સુસ્રીની માગી પહેલી અને પવિત્ર ફરજ સમજશ" મેહેરનોશે ખરા દિલથી કહયું

તેઓ બને રસ્તા અધવચ એક મોટા વીમડાના ઝાડ ની છાયા હેઠળ એકમેકથી થોડેક છેટે ઉભા હતા આપણા સુધરેલા જાગલા મડમ માફક નહી, મેહેરનોશે ગુઠણપર પડી મનીનો હાથ આલ્યો, કે નહી મનીજેહે નઝાકતથી ધડ પર ડોક નાખી દીધી ! ન જવાને સીધો સવાલ પુછયો ને તેટલીજ મરયાદાથી તેણીએ લાલ ચેહેરે જવાબ કરયો

"મારા ધનભાગ હોય તો તમારા જેવા હાતમદીલ સાથ મારૂ નસીબ જોડાય આજસુધી બીજા જવાનોમા અને તમારામા એટલો તફાવત જોયોચ કે લગભગ તમુને એક અરધા ફીરેસતાઈ અવતારના હુ સમજતા શીખીછ" આ મનીનો જવાબ હતો તેઓ વચ્ચે વધારે શુ પસાર થયુ તે ઉપર મારા વાચનારાઓ, વધુ સરેહ કરવાનુ, હુ વાજબી વીચારતી નથી

"હુ તમારા ઘેર સુધી આઉછ મની આય ખુશ ખબરથી તુરતજ તમારા મામાજીને રોશન કરી હુ તેમના મોહનેની પણ બક્ષાલી લેવાને આતુર છેઉ"

મેહેરનોસ થોડે વારે બોલ્યો અને મનીની પુર ખુશીથી તેઓએ હવે ફીરોઝબાગ તરફ પગલા ઉચકયા

"ઓહો, પટલાણી કેમ છેવો ?" એક લગાર મોટા સગવડભરયા પણ ઝુપડા રોકી મકાન આગળ થોભતા આપણા જવાને કહયુ તે ઘરના ઉંબર ઉપર દુધ દાહીમા પોખાએલી ખુબસુરત ચામડીની પણ વૃધ્ધ ઉમરની ડોસી બેઠી હતી તેણીનો વર ગામડાનો પટેલ હતો અને સો બસો ગાય ભેસ સાથે બોરડી ને ઝમરૂખીની વાડીના આ ધણી પટેલને ગામમાથી ઘણુ માન મળતુ પટલાણી જાગીરદારના મકાનમા દુધ, દહી, ઘી, વેચવા જતી અને મેહેરનોસ અને રતનશાહને તેણીએ ખોળે બેસાડી રમાડેલા એટલે આ છોકરાઓ ઉપર તેણીનો ઘણો જીવ હતો.

"કાણ, મારા દીકરા, મારા મેહેરનો બાપા, તુ આવેલો કે ?" પટલાણી તેને કરાર દઇ ઓવારણા લઇ બોલી "મારી આખના ઉજાયડા, તારો હાદ હાભરીને મને હેર હાકર ખાવા જેવી કડક પરેલી આ કોણ? આ તો મનજી હેઠની ભાણેજ, ડુબરા ને માછીયાના પોરાઓને નીહારમા ભણવાને દીનાએ તે આવો બાપા, અદર આવો"

"નાહ્ડી પટલાણી, હમે તો અહીથી પસાર થતા'ત. પણ તમને જોઇને તબીયત પુછવા ઉભાછ, હવે તો તરફ ચહરે છ ને મનીબાઈને દુર જવાનુ છે"

"પણ મારા દીકરા, કાઈ નાહુતો પાણી તો કરીને જા, તારા હમ દીકરા મને ના કીએ તો" અને પટલાણી તો વગાર વધુ બોલવે અદર જઈ ખાસસા બાજરાના રોટલા, તાજુ દુધ, મલાહી જેવુ દહી, ભુજેલા પોખ ને ગોર લઈ આવી મેહેરનોસે બચપણમા ઘણી વાર પટલાણીની મેહેમાનદારી હોસથી ચાખેલી, હાલમા મનીએ અને તેણે થોડા પોખ લીધા તેટલા બહારથી ભારી ડાગનો ટેકો લઈ ઠુસુક ઠુસુક વૃધ્ધ પટેલ પોતે આવી લાગ્યા થાકી ગયલો હોવાથી તે નીચે બેસી ગયો અને ઇસારતથી પેલા બને જવાન જીવોને પણ બેસવા કહ્યુ પાસે સુવડ ચુનાનો ઓટલો હતો ત્યાં તેઓ બેઠા

"દાદા, કેમ આવેલા? કાઇ નહીબ જોવારવાનુ છે?" પટેલે લાબી ચાલથી હાફતા કહ્યુ "મે તો જોઈ લીધેલુ કે તમે બન્ને જણ એક થવાના છેત્રો ને કાન કાઇ નહીબ જોવારવુ છે?"

પટેલ મોટા જ્યોતીશમા ખપનો હતો એટલે મેહેરનોસે હસીને કહ્યું "હા ડોસા પટેલ, અમારા બેઉના હાથ જોવાની?"

પટેલે મેહેલા મનીની હથેલી તપાસવા માડી

"આ એને તો ધનરાસી છે, બહુ ચહુરતા ધનના ઘરેહ છે, એની આય હથેળીપર લીલો તલ છે તે દીઠેલો કે ? જે છોકરીના હાથપર લીલો તલ હોય તેનુ પગલુ તેના ધણીને ઘણું—ઘણુજ ચળકતુ —મનીબાઈ, આ લીલા તલથી તારા વરની આબરૂને માનપાનમા બહુ વધારો થહે ને પઈહાની રેલછેલ થહે. બાપરે, તુ બી જબરી છે, હો બા નાક પર ગુહ્હો તો બહુ રાખતી છે, પણ દીલ હાફ ચળકતુ ને ભોરૂ, તુ તો જયા જાય ત્યા કાહાની થાલીની માપક ઠન ઠણુ ઠણુઠણાટ કરી મુકે હાય, હાય, ભલા ધનેતરનીએ પાઘરી ઉતરાવે કે ભલા હાથીની ઝુલનાપર ચહુરી બેહુ, વાઘના ડાચામા પણ હાથ ઘાલી ઉભી રહે કહાથી નીહ ડરે, ખચીત કરીને કેહતો છુ મનીમાઇ, કે તુ માટીડો થયો હોતે તો દુનીયા ધુજાવતે આ બધુ છતા, જયા તારા ધણીની વાત આવી ત્યા, તારૂ દીલ મોમ માફક પીગળી જાય, તેના ચાલતા પગલાએ પુજે, તેના એક બાલને બચાવવા જીવબી કાહરી નાખે ધન છે મારી દીકરી, તુને ધન છે" અને પટેલે મનીની પીઠ પસવારી

હવે મેહેરનોશની વારી આવી "તુ તો મરતાને મર નહી કહે એવો અશરાફ ને બીબીજાયો છે તારી બધી નીર મલ ને અત ક્રરવે માયાળુ ને દુખી દાતાર, તારા નહીબમા મબલક પઈહો છે, બાયડી બચાનુ ઘણુ સુખ છે જો દાદા, આ મનીબાઈ અને તારા ઘરેહ, નસીબ બધુ એકજ છે અને તમે ખરેખરા સુખી થહો. જા તેમ નહી થાય તો મારી મુછ બોડાવી લાખુ."

"મુછ બોડાવાની જરૂર નથી પટેલ ડોસા" મેહરનુશ હસ્યો. "તમારા બોલો તદન ખરા છે એમ મારી પુરેપુરી ખાત્રી છે" અને હવે તેઓ ત્યાથી ખુશીથી છલાછલે થએલા જીગરે ઉઠયા

તેજ બપોરે મેહેરનોશ, મનજીભાઇને મલ્યો મનીના મામા આ હકીકત સાંભળી હદપાર સુખી થયા તેવણે બને હાથો આસમાન તરફ લંબાવી ને ખોદાવદના શુકર કીધા અને પોતાની મની દીકરી તેની મનસની પ્રમાણે નિતીમાનને આબરૂદાર ધણી મેળવવા પામી તે બાબે માલેકનુ હેશાન માનયુ તેવણે પોતાની દુરઅંદેશીથી ઘણો વખત આગમ જથી આ થોડા બોલુ ગરવા જવાનને, તેના ખરા રૂપમા ઓળખી લાધો હતો અને જવારથી મીનુએ તેમની આશા જમીનદોસ્ત કીધી, ત્યારથી કાંઈ કુદરતી બસારતે તેવણનુ ધ્યાન મેહેરનોશ તરફ ખેચાયુ હતુ અને આવી અચીતી રીતે તેમનુ ધારવુ સફળ થયુ એથી તેમને ઘણો હરશ ઉપજયો

તેવણે ત્યારબાદ મનીને બોલાવી પોતાના પાસામા ચાપી એક બાપના ભલા આશીશો આપ્યા અને તેણીની આવી દાનેશમંદ ચુટણી માટે ઘણી ખુશાલી જણાવી જયારે હીરાબાઈને આવામાસીએ આ વાત સાંભળી ત્યારે તેઓ અજબ થયા

“મની, હુ તો એમ ધારતીતી કે રતનશાહ તુને પસન કરશે, કેમકે તેનો ડોરો તારામા હોય તેમ લાગતુ તુ” હીરાબાઈ બોલ્યા

“મે તેને સાફ ના કહયુ” મનીએ જવાબ દીધો

“પણ એતા ઘણા પઈસાવારો છે એના ફુવાનાબી બધા એનેજ મલશે કેની” હીરાબાઇ બોલ્યા

“જા, જા ગાડી મુંબઈની માટે ખાનદાનની ખુબસુરતી ઉપર તારા દીકરાએ અકકલ ગુમાવી આપણને સદાના દુખી કીધા તે અફસોસ આપણને ઓછો છે કે મારી એવી સકુ-મારી દીકરીને પઈસા ઉપર એક અરભંગ શીખ્યા ભણ્યા વગરના બુદા જેવા રહીં ગયલા ચીલોન ચાલાકને વેચવા

માગેછ? મારો બોલ યાદ રાખજે, દીકરી મની, કે એવા ફોકડાઓ તરફના તારા ધિક્કાર અને આય સાદા નમાના ગ્રહસ્થ તરફની તારી પસદગીથી તુ, જાવેદાન સુખી થશે"

———( °o )———

## પ્રકરણ ૨૫ મું.

### પાલનશાહનું વસીયત

આજે પાલનશાહ શરાફની વરસી હતી નાહનીબાઈને, એક દીવસ આગામનથી, સુરતના સોલીસીટરો "મેસરસ જીવનજી દીનશાહ અને લવગીયા" તરફથી આવતી કાલે તેમના મરનાર ખાવીંદનુ વસીયત તેમના મરતી વખતના હુકમ મુજબ, તેમની હવેલીમા ભીમપોર ખાતે આવીને વાચી સભળાવવામા આવશે એવો ખબર મલી હતી

મનજીભાઈ, મરનાર પાલનશાહની દોલતના ત્રસ્ટી માહેલા એક હતા અને બીજા ત્રસ્ટી જામાસપજી હતા, જેઓ પણ અલબતા પોતાના કુટુબ સહીત વીલ વાચવાને વખત હાજર થયા હતા આજે બીચારા પાલનશાહની વરસી હોવાથી ગામડેના રીવાજ મુજબ નાહનીબાઈએ જાહેર ઘમબાર કરાવ્યો હતો અને ડુમસ ભીમપોર ઉપરાત, હજીરે સીગનપોર તુલીકથી માફા ને ગાલ્લામા બેસીને અસલી વીચારના ગામડયા જરથોસતીઓ મોટા ભાગે ત્યા ભેગા થયા હતા.

એક તરફ આવી જાહેર ખાણીપીણી ચાલતી હતી ત્યારે બીજી તરફ પાલનશાહના ખાસ ઓરડામા નાહનીબાઈ, જામાસપજી, તેમના ધણીઆણી અને બે બેટાઓ ઉપરાત મનજીભાઈ અને મનીજેહ તેમજ સોલીસીટરો ભેગા મલયા હતા

જીવનજી સોલીસીટરે ચશમો ચઢાવી મરનારને હાથે લખાયલા વસીયતની ઘડી ખોલવા માડી આ વખતે તેવણે

રતનશાહ તરફ નજર ફેકી, તે જવાન 'ઘરના ધણી હુ ને બહાર નીકળ તુ 'ના જેવા તુમાખી દેખાવથી વચ્ચેની ખુરસી ઉપર લાંબો થઈ પડયો હતો તેની મુછના આંકડા રાબેતા મુજબ આસમાનમા વાત કરતા હતા અને શહવારનો વખત હોવા છતા પણ તેનામાથી વીસકી સોડાનો વાસ આવતો હતો જે રીતે તે પોતાની સુનેરી રંગની આંખો ચમકાવીને ફતેહથી તે ઓરડામા ભેગા મળેલાઓ તરફ જોતો તે જોઈ જીવનજી સોલીસીટર મુછમા હસ્યા, અને વસીયત વાચવુ શરૂ કીધુ

"વીલ વાચવા પેહેલા મરનાર પાલનશાહ શેઠે એક કાગળ પોતાને હાથે લખીને અંદર મુકયો છે અને તેવણની ખાએસ પ્રમાણે હુ પહેલા વાચીશ જીવનજીએ દીબાચામા સમજાવ્યુ ? 'બાનુઓ ને ગ્રહસ્થો સાભળો"

"નાનીબાઇને માલમ થાય જે મે જે આએ લખેલુ ને કીધેલુ તે હધુ હતરવાર વીચારીને કીધેલુ આય એક વરહમા તો રતનહાને તેના પુરા રંગારૂપમા તમેબી હો-રખી લીધો હોહે ને તમેજ મનથી દવા ભનતા હોહે કે બાપરે બાપ એ પોરીયાને કહાને કાહા મે કરી લીધેલો, પણ ખોદાયજીને પગે પરીને આ લખતો છુ કે મને તો પ-હેલાથીજ એ દુકતાના ચેનચારા ગમેલા છે કે એના હાથમા પઈહા આવે તો એ વધારે વીખરીને છેક હાથથી જાય ને તેથીજ લઈ કરીને મે મારા હોલીહીટરોની ભલામન ઉપરથી વહીઅત વાચવાને એક વરહનો ગારો નાખેલો, કે તેટલા વખતમા તો નાનીબાઈ, તમારીબી ખાત્રી થી જાય રાત દીવહની મારી તનતોર મેહેનતમા હલાલ પરહેવાના પઈહાને હુ એ પોયરાને કહારી આપુ ? પછી તો એ લાલ વાવટો મુકી દીએ, ને નાનીબાઇ, તમુનેબી પાતરે પાણી પાએ. તેથી

મે મારા દોહદારોની સલાહ લઈને એવુ વહીઅત કીધેલુ તે હુધાને કીજીએ કે મને માપ કરે ”

આ તે ગામડીયા પણ દુરઅદેશ મરહુમ પારસીનુ કાગળ હતુ તે સાભળી રતનશાહ દીગામુઢ બની ગયો તે હવે અલેટવાનુ ભુલી જઈ ટટનખાર થઈને ખુરસીમા બેઠો હતો આ શુ દારૂગોલો વીલમા સમાએલો હતો તે જાણવા માટે ભખી ખાય તેવા ડોળાએ તે જીવનજી સોલીસીટરને ટીકતો હતો તેવણે રહી રહીને પાકવી પાકવીને ગણુ ખખારી હવે વસીયતની ઘડી ખોલી તેમા નીચે પ્રમાણેની પાચ લાખની વ્યવસથા કરવામા આવી હતી મરનારે ચાર લાખ ત્રસ્ટમા મુક્યા હતા અને ત્રસટી દાખલ જામાસપજી, મનજીભાઈ અને સુરતવાળા જીવનજી સોલીસીટર જે પાલનશાહના ખાસ મીત્ર હતા, તેઓ ત્રણુને નેમ્યા હતા ત નાણાના વ્યાજ-માથી ગરીબ મુફલેસ જરથોસ્તીના છોકરાઓ નીશાળમાથી ભણીને બહાર પડે કે કાઈ સારા આબરૂદાર ધધે લગાડવા, માટે વાપડવા, એ ત્રણે ત્રસટીઓની મુનસફી ઉપર સોપલુ હતુ તેમ કરવા માટે કોઇ અસાધારણ ચબરાક કે ચચળ છોકરો જણાય તો તેને વધતી કેળવણી આપવી એમ પણ ફરમાવ્યુ હતુ આ નાણા, માત્ર હુમસ, ભીમપોર અને સુરત એટલે મથકનાજ જરથોસ્તી છોકરાઓની મદદ માટે વાપરવા એમ ખાસ તાકીદ હતી બાકી રહેલા એક લાખ-માથી પચાસ હજાર રૂપીઆ તેમના નાના ગામડાઓમા વસ્તી નીરાધાર ગરીબ પારસી છોડીઓને પરણાવવામા મદદ કરવા ખાતર તેવણે અલાહેદા કહાડયા હતા, અને બાકીના પચાસ હજાર નાહનીબાઇને સોપયા હતા, જેવણ જીવે જાગે ત્યા સુધી તેનુ વ્યાજ વાપરે અને છેવટ તેમાથી પચીસ

હજાર રતનશાહને મલે તેવાણની હવેલી જેવુ મકાન તેવણે નહાની બાઈને બક્ષેસ આપયુ હતું અને તેનુ જે ગમે તે કરવાને તેમને કુલ મુખત્યારી બક્ષી હતી તેમની બે વાડીઓનો વહીવટ તેવણે પોતાના માનીતા બુઝરગ મીત્ર કહાનજીભાઈને હસ્તક મેલયો હતો અને તે માટે મરનાર એવી ફરમાસ મેલી ગયા હતા કે વરસ દીવસે તેની ઉપજ જે આવે તેમાથી તેમની બાજને દહાડે ફુમસ બીમપોરના ગરીબ જરથોસ્તીઓને જમણ આપવુ

કોણ કહેશે કે આ વસીયત દુરઅદેશીભરયુ ન હતુ ?

જે કોઈ, ખોદા ન કરે ને વાણીયુ જોડુ હોય તેને આ ઉપરથી એક અછો બોધ લેવાનો છે દીકરો કરી લેવાથી ઘેરમા ઉજરડુ ને ચીનવદપુલનો રસ્તો મોકળો થાય એવો ખોટો ધખારો રાખી, સગાઓમાથી આખાખાયા દુક્તાને ઉંચકી લઈ તેને સગીન કેળવણી આપવાને બદલ આઇતી દોલત આપી બેખદ ને વીખરેલ બનવાના સાધનો પુરાં પાડી, ચાલતે દહાડે તેવા વીટીપરના નગ જેવા પાળી લીધેલાઓ માટે કપાળ કુટી બળાપો કરતા બેસે છે, તેવાઓએ આ ગામડીયા પણ ખચીત દુરઅદેશ પાલનશાહનો દાખલો લેવો જોઇયે છે

રતનશાહનુ મોત થઇ ગયુ વળી જે રીતે મની તેની તરફ જોઈ ઠાવકે મોઢે હસ્તી હતી તે જોઇ તેના પુરા પાણી મરી ગયા, અને વધારે વખત તે ઓરડામા ન થોભતા બાહાર નીકળી ગયો

અને શુ જાગીરદાર આ વીલથી દલગીર થયા હતા ? જરાબી નહી તેમને લાગ્યુ કે આ પાચ લાખ રૂપીઆ તેમના અભણ ને લાડઘેલા છોકરાને પાચસો રીતે શ્રાપ સમાન

થઇ પડતે અને આ પરીણામથી તેવણ ખચીત ખુશી થયા કે ઉલટી એક ઠોકર ખાવાથી તમનો નાહનો છોકરો શુધરશે પણ નાનીબાઈનુ આ વસીયતથી ખરેખર કલ્યાણ થયુ હતું પાલનશાહની હઇયાતીમા હાજી—હાજીની તાબેદારી કરનાર રતનશાહ પોતાના ફુવાના ગુજરવા પછીથી પોતાની ફુઈ તરફ પાલેલો કુતરો પગ કરડે તેમ વરત્યો હતો અને નાની બાઈ તેનથી એક વરસમાજ ધરાઈ ગયા હતા, તેનેથી સદા નો તેવણનો છુટકો થયો તે જાણી તેવણ ખચીત ખુશી થયા.

ગામડામા વરસીનુ જમણ જ્યારે થાયછ ત્યારે મરનાર તરફના માન ખાતર ભલા ભલા શેઠયાઓ પણ હાજર થાય છે આવી વખતે શેઠયાઓને માટે જેમ બીજા મોટા શેહેરોમા બને છે તેમ જુદી પગાત માંડવામા આવતી નથી પણ સરવે સપતીના નાહના મોટા એકજ સુફરે બેસે છે આજે પણ સુરત સુધીથી મોટામોટા શેઠયાઓ ભેગા મલ્યા હતા, જેઓ જામાસપજી તેમજ મનજીભાઈના કુટુબ સાથે સારી રીતે પળોટાયલા હતા

અલબત તેમના બાયડી બચ્ચા સઉ હાજર હતા કારણ માટીડા બઈરા બચ્ચાનો આ ભેગો ધમખાર હતો

એક મોહડેથી બીજે મોહડે બઇરાઓમા વાત ફેલાઈ રહી કે મનજીભાઈની ભાણેજ, મનીજેહ, કામા, જાગીરદારના વડા બેટા સાથે અદરાઈ હતી મોટો ભાગ આ સગાઈના સધાવા ઉપર ખુશી થયો પણ આપણા કેટલાક હમાયજીઓ ને કોલી કાકીઓ કે જેઓને પોતાનુ ખાઈને પરાયાઓની નીંદા કરયા વગર ચાલતુ નથી તેવીઓ આપસઆપસમા તરેહવાર વિચારો આપ લે કરતી

"મરે મે તો સાભરીયુ તુ કે પેલા મોટાભાઈ શેઠનો દીકરો એ મનીજેહ પર તો ઘણુ ધ્યાન આપતોતો, તગુને યાદ

નથી, કે માય, પેલી દીવારીને દહાડે ગરબા ગવાતાતા ને લાહની વેચાતીતી તારે એ બનીએ તે છોકરાને મોટો કુંકા-નો ટીલાબી કીધેલો !" એક મોટામાય બોલ્યા

"અરે હારે વરી, પણ હું તો ધારતોતો કે એનુ ફર-દુનજી લવ ગીયાને તાહુ થશે" હવે એક માટીડાજી વચે પુરાયા "તે છોકરો તો રોજ સુરતવેરથી ફીરોઝપુર સુધી ફરવા નીકરતોતો તે કંઇ ખેચાણ વગાર અમથુ ?" આ બીજા બોલનારની તોફો દલીલ હતી

"એ તો માય કોઈનો એવો મલતાવરો સ્વભાવ હોય, કઈ બધા સાથે મલે ભેટે ને વાત કરે તેથી શુ થઈ ગીયુ ? એ તો જેના ધન ભાએગ હોય તેને આવી ડાહી છોકરી મલે. મે તો મનજીભાઈને મોહને એની ઘણી તારીફ સાભરીછ" આ ત્રીજાનુ કહેવુ હતુ

થોભ કલમડી ! નીરદોશ જવાન બાળાઓની પાછળ થતી આવી હીચકારી નીદા માટે તુને શું કહેવુ છ ? અરે નીરદોશ ભોળી ઓરત જાત ! જો ખોદાએ તારામા કાંઈ ખુબ સુરતી જેવુ ખેચાણ ઉતારયુ હોય, યા સદગુણોનો મીઠાસ ઉમેરયો હોય કે બાહોશીની બક્ષીસ કીધી હોય, અને તુ તારી ખાલેસ અદાઓથી તારી પીછાનમા આવતા મરદોનુ ધયાન ખેચતી હોય અને તેવાઓમાના કોઈક મધ ઉપર ભમતી માખીની અદાએ તારી પુઠ પકડે, યા કોઈકો ખાલેસ દીલથી તારી ખુબીઓના વખાણનાર બનયા હોય અને તુ તારા નીખાલેસ હઇયાએ તેવાઓને પોતાના ભાઈ બરાબર ઘણી એખલાસથી વરતતી હોય તો નીદક જીભલીઓ તારી પીઠ પાછળ કવુ ઝેરી બીજ વાવવા નીકળશે ! તેઓ નીદા, કરીનેજ થોભશે નહી, પણ નનામા કાગળથી સુખી સસારને

સતાવવા કે સફા હઈયાંને ભડકાવવા નીકળશે અરે ભટ પડી તેવા આંધળા અજાણ્યા ઉપર! શુ આ જગામા ખાલેસ અને ચોખી પ્રીતી જેવુ કશું નથી? એકમેક તરફ નીશકલક પવિત્ર હાવભાવથી ખેચાવુ એ શુ કુદરતનુ કરતવ્ય નથી એવા ટુંક નજરનાઓને ખોદા સબુરી બક્ષે!

જો કે ગામડાની સાદી જીદગીમા આવા દાખલાઓ ઘણાજ જુજ બલકે નહી જેવા જોવામા આવે છે, છતા બીજા સુધરેલા કહેવાતા શેહેરોમા આ બદીએ કેટલો ઉંડો પગપેસારો કરયો છે ને વાત તો ખોટી નીંદાના ભોગ થયલા ઓને નવી નહી હોય

આ તરફ મનીને મેહેરનોશની દુનીયા સુખી હતી

મેહેરનોશે પેલા કરકટી જેવા ભાગા ભસતા મકાનમા વસતા નાથીયા માછીના દીકરાને એક નવુ ઝુપડુ બધાવી આપ્યુ અને પછી તેને સુરત ખાતે સારી નોકરી અપાવી પોતાના બાપ પાસે પાઠ ભણાવીને મોકલ્યો

"એ હમજે કે બાપા, મને તો હેઠે હુરત નોકરીએ લગાડેલો" નાથીયાના દીકરાએ પોતાના માબાપને ખબર આપી "પણ લઇ કરીને કેવુ મજેહનુ ખોલ્મો ભરીને પઈહા ખરચીને નવું ઝુપરૂ બધાવેલુ તે તો હવે ભાગી પરવાનુ.

"કાય ભાગી હુ કામ પરે!" નાથીયાએ પુછયુ

"તે તીની હભાલ કોણ લીએ? બાવા, તુને મારી માડી ત્યા જઈને રીઓતો કઈ તે હચવાએ ખરૂ, બાકી હુ જાઉં હુરત ને નવુ ઘર પરેવાપર વખાતુ એટલે પછે તેને હાફહુફ કોણ રાખે? બાપા, મારા ઘરની પછવાડે મે કેટલો ખરચ કીધેલો ને એટલુ તુ નીહ હભાલી લે?"

અંતે નાથીયો મહાલ થયો તેને પહેલા તો પોતાના છોકરાનુ બોલવુ ખરૂ લાગ્યુ પણ પોતાનુ ખરીયા ખરખર મકાન છોડીને તે નવા ઝુપરામા ગયો કે ખોદાનુ કરવુ શું કે તેજ રાતે વીજળીના ચમકારા સાથે ધોધમાર વરસાદ અને ભારે વાવીઓઢ્ઢ થઈ આવ્યુ. બાપડા નાથીયા ડોસાની કરા કરી બાસકીટ જેવુ ઝુપરૂ તો કયાબા તોફાનમા ઉડીને નાશ થઈ ગયુ અને જયારે સવારે નાથીયાના છોકરાએ આ મામલો જોયો ત્યારે તેને પોતાના બાપ આગળ મેહેરનોશની ઉદ્દારતાની વાત કહી સભળાવી, મની પણ તે વાત પાછળથી જાણી ઘણી ખુશ થઈ

થોડોક વખત પછી એકાએક મનજીભાઈની તબીયત બગડી આવવાના ચીન્હો જણાવા લાગ્યા પેહેલા તો તેવણે ઘરના બઈરાઓથી છુપાવ્યુ, પણ જયારે તદન બીછાને પડવા જેટલો મામલો આગળ વધ્યો ત્યારે તેવણે જોયુ કે હવે ખોદાને બારનુ નેહ્ડ આવ્યુ હતુ જયારે ડાકટરે તેવણુની આશા છોડી ત્યારે હીરાબાઈ ગભરાયા અને આપણે આગળ વાચી આવ્યા તેમ મીનુ ઉપર મુબઇ એક પછી એક બે તાર છોડયા

—— o ——

## પ્રકરણ ૨૬ મુ.

## થઈ ચુકયું.

કેપટન મીનોચેહેર ધસારાબધ ગાડીમાથી ઉતરી પો-તાના બાપીકા મકાન તરફ ધસયો અફસોસ! વરડા ઉપર મોબેદોની હાર બેઠેલી જોતા તેનુ જીગર ઠંડ્ડ મારી ગયુ આખે ચીત્રી આવી ગઈ અને લથડતે પગલે તે અદર આવ્યો.

પહેલા ઓરડામા મની ઉભી હતી તેણીની અ ખો રડવાથી સુજી આવી હતી. મીનુને જોતાજ તેણી કુદકો મારી નજદીક આવી

"ઓ મીનુ, સારૂ થયુ કે તમે આયા બીચારા હીરા મામી તમારીજ તગર ધરીને બેઠાચ પણ—પણ મામાજી તો ગીયા"

"ગીયા" ખોખરે અવાજે તેણે આમ બોલી જોસથી પોતાના કપાળ ઉપર હાથ ઠોકયો "અને હુ બદબખત મેરો આવી પુગા" મની, બાવા કયારે ગુજરયા ?"

"કાલે બપોરે" તેણી હુસકે હુસકે રડતા બોલી "તેવણ એવા શાતીથી પસાર થઈ ગીયાચ કે ઉપરનાઓને માલમબી નથી પરયું છેલ્લે સુધી તેવણ તુંને મલવાની ટગર ધરીતી અરે મીનુ, તુ કાય નહી વેહલો આયો ? તુને હમારા તન તાર તો મલયાતા કેની ?"

"મને પહેલો તાર વખતસર નહી મળ્યો હુ બહાર પારટીમા કહરઈ સુવોતો" મીનુએ મોટી અજાયબી ઝમગી-નીથી કહયુ "પણ તીજો તાર મને મલીઓ નથી તે કયારે કીધેલો ?"

"તે તો એવન બીચારા ગુજરયા પછીનો કીધો તો, તે તમાગ મુંબઇથી નીકલી જવા પછી તાહ પુગો હોસે"

"પણ માયજી કહા છે ? હુ હમણા એવણુને કેમ મલશ મારૂ મોઢુ કેમ બતાવશ ?"

આ વખતે ફીરોઝબાગના ઘરના ડાકટર તેમુરસપ ઓ-રડા અ દર આવ્યા "હા, તમે આયા ખરા, મીનોચેહેર, પણ ઘણા મોડા આવ્યા" ડાકટરે કહયુ "મે મારેથી બનતુ કીધુ પણ મરનારનુ હારટ નબળુ ઉતુ ને તેવણ ઉંઘમાજ ઉંઘઈ

રહયા, ખચીત ઘણુ શાતીભરયુ મોહત બેહસતી મનજીભાઈ ખોદાને પ્યારા ઉતા એમા તો શક નહી

"એ એક સતોશ લેવાનો છે" મીનુ બોલ્યો, "પણ હુ વખતસર આવી નહી પુગાયો, તેથી મને ઘણુ દુખ લાગેચ. મારા ગરીબ માયજી"

ડાકટર ત્યાથી ગયા કે મનીએ ધીરેથી પુછ્યુ

"મીનુ, તારા માણેકબાનુ નહી આયા?"

મીનુ ઉછલીને ઉભો થયો "ખોદાને ખાતર તેનુ નામ મારી આગળ લેતી ના"

આ અચીંતા બહાર પડેલા ઉભરાથી મની ડઘઇ ગઈ આ શુ ભયકર ભરમ હતો? પણ કશુ વધારે પુછવાનુ તેણીને સુજયુ નહી, તેટલા હીરાબાઈ એકાએક આવી પુગાયા

"ઓ માયજી, મારા માયજી" અને બીજીજ પળે તે હેતાળુ બેટો પોતાની માવતરના પાસામા ચપાઇને ઉભો.

આવા પોતાના અગાધ ઉંડા દુખમા તે આખોના નુર જેવા બેટાને જીગરે દાબતા ગરીબ હીરાબાઈનું ગોયા અરધુ દુખ ઓછુ થઈ ગયુ

"મારા દીકરા, મારા દીકરા" ડચકાઓ વચ્ચે તે ગરીબ માતા બીજુ કશુજ બોલી શકી નહી "તુ જો છેલ્લે સુધી અહીજ હોતે" તેવણે થોડેવારે કહયું "તારા બીચારા બાવાએ કાલે ગારી સુરતથી ખાલી આવેલી જાણી જે હાય મારીછ તે હુ કદી નહી ભુલશ જરા દરવાજો ખુલે કે તેવણ તુને જોવાની આશામા નજર કે કે—

"ઓ માયજી એમ ના બોલો, ના બોલો મારૂ જીગર ફાટી જાયછ" અને ગરીબ મીનુ એક બચ્ચા માફક રડી પડયો

આપણે એ દલગીરીભરયુ દાસતાન આગળ લબાવશુ નહી ચોથે દીવસે મરનારનુ વીલ વચાયુ હીરાબાઈને જીવે જાગે ત્યા સુધી ફીરોઝ-બાગમા રહેવા અને ફીરોઝપુરની આયપત વાપરવા તેમા ફરમાવ્યુ હતુ. આવામાસીને રોકડા દશ હજાર આપ્યા હતા મનીના પોતાના સાઠ હજાર ઉપ-રાત તેવણે પોતાની તરફથી બાજા ત્રીસ હજાર ઉમેરયા હતા અને બાકીનુ બધુ તમામ પોતાના એકપુરા બેટા મીનોચેહેરને પોતાના ભલા આશીશો સાથ સોપ્યુ હતુ

અને મીનુની હાલત હવે કેવી થઈ હતી, લગાભગ આખા ગુજરાતમાં તે હવે સરવેથી માતબર તાલેવત ને મોટો જાગીરદાર થવા પામ્યો હતો મનજીભાઈની દોલત ધારવા કરતા ઘણી મોટી નીકળી અને તે ગજનો આ એકલો માલેક મીનુ શું સુખી હતો? તે પોતાને દુનિયામા સરવેથી કમબ-ખ્ત કગાળ માનતો હતો આવી જાહોજલાલી ને બીશયાર દોલત છતા તે એક ટુકડા રોટી માટે આખો દીવસ તન નોડનાર મજુર કરતા પોતાને વધારે કગાળ સમજતો હતો તેવો એક મુફલેસઓ પોતાની બાયડી બચ્ચા સાથે સુખી હતો પણ બદબખત મીનુ, તેને લાગયુ કે હવે સુખનો સુરજ સદાનો અસ્ત પામ્યો હતો

ઓ મોટે ઘરની માણેક! તે આ સુખી કુટુંબના સુખનો તારી અભીમાનીથી કેવો નાશ કીધો છે!

તેણે ગયે વરસે જ્યારે માણેક સાથ પહેલા ઓળખાણ થઈ તે વખત યાદ કીધો, અને દાત્યા બીડી તેણે વીચારયું કે, હા પેલો મોટે ઘરનો લવજી કેવો તેણીની પાસે ને પાસે રહેતો હતો! તેજ વખતથી એક રીતે તેને લવજીની અદે-ખાઈ આવતી હતી અને અ તે ત્યારે તેમ કરવાને તેને કુદરત્તી કારણ હતું.

જે રીતે માણેકે તને હરરીતનુ ઉત્તેજન આપ્યુ હતુ, જે રીતે તેણીએ માત્ર મીનુની હાજરીની પરવા હોય એમ બતાવીયુ હતુ અને છેવટે જ્યારે તે ફરયો ત્યારે કેવે ઠડે કલેજે અને પાપી દીલે તેની ઓરતે તુમાખ અને ધિક્કારથી તેને કહયુ કે લવજીથી નાસીપાસ થવે તેણીએ તેને ઘેરમા હતો અરે નસીબ! તુ કેવુ દગાખોર ઠરયુ! મીનુને લાગ્યુ કે આવા અણહદ જુલમાટ અને નહી માફ થઈ શકે તેવી પ્રપચી દગાખોરી પછી તે ઓરત સાથ પાછુ એક થઇને વસવુ એ બનવુ તદન મહાલ હતુ

તેણે પાછો અને પાછો મનસે વિચાર કરયો કે કેવુ તેણે પાતાનુ જીગાર તે ઓરત ઉપર ફિદા કીધુ હતુ! પોતાની તમામ દોલત તેના ઉપર સદકે કરવા તઈયાર હતો, તેના એક હસવામા તેણે દુનયાના સુખનુ સતોષ માનયુ હતુ; અને તે બધાના બદલામા તે શુ પામયો હતો? પોતાની અને પોતાના મુરબ્બી વહાલાઓ તરફની તેણીની તુમાખી અને તુચ્છકાર, તેના પીતા કે જે મરતા ને મર ન કહે તેવા ભલા, તેવણ તરફ તે ઓરતે કેવી ન માફ થઈ શકે એવી વરતણુક ચલાવી હતી, અને સરવેથી વધારે તો તેમના મોત વખતે તે ભલા બાપને તેની મરતી ઉમેદના નિશફળ કરયો, તે બેટાના મેળાપની આશામાજ તેમને મરવા દીધા, એ શુ કદીબી દરગુજર થઈ શકે એવુ હતુ? નહી, હવે તે ઓરતને કદીબી પોતાના બાપીકા મકાનમા લાવી તે મરહુમની યાદને હીણવા અને તેની નેક માવતરને તુચ્છકારવા દેનાર નથી તેમ કરવા આગમજ તેણે મરવાનુ પસદ કીધુ; નહી હવે માણેક કદીબી ફીરોઝ બાગ અને ફીરોઝપુરની માલેક શેઠાણી દાખલ ત્યા આવવા પામશે નહી

અને તોબી! તે ખુબસુરતીની પુતળીથી સદાનો છુટો પડવા આગમજ તેનુ જીગાર તુટીને ટુકડા થઈ જતુ હતુ

આ ખોદા ! તેના જેવા સંગીન અને સાચા હેતથી કોઈએ કદીબી પોતાની મોહરદારને ચાહી હશે ? ગરીબ મીનુ, ઘણી-ક્વાર તે યાદથી ઉંઘમાબી ડચકા ખેચતો પણ પોતાના મુર-બ્બીની અચ્છાઈ ભરી દાઢી સાથની સબી ઉપર તેની નજર વીચાતી અને ત્યારે હાલ્યા બોડી મનસે કહી દેતો કે " નહી તેવા નેક મરહુમની યાદને હીણનાર એકબી આદમી તેમના હલાલ પઇસાથી ઉભા થયલા મકાનમા રહેવા પામશે નહી "

એક દીવસે મીનુએ પોતાની પીત્રાણુને બોલાવી

" મની, મારે કાઇ તારી સાથ વાત કરવીછ" તે બોલ્યો.

" શું છે, મારા ભાઈ" તેણી તુરત ચાલી આવતા બોલી.

આ બધો વખત ઘરમા તેને માણેકની વાત કોઈ આગળ કાઢી ન હતી, અને બીચારા હીરાબાઈ પોતાના દુખમા એવા પડયા હતા કે તેવણે વધુ માટે પુછવા કે તે આગલો સંતાપ યાદ કરવાને કદી મન કીધુ નહી માત્ર મનીનેજ મીનુના સંસારને કાઈ મોટી ખલલ પુગી હતી એવો અંસારો મળયો હતો અને રોજબરોજ તેના પીત્રાઈની ગમગીન આખો જોતા તેણી મનમા ને મનમા ઘણી દુખી હતી

" મની, હું તુને કંઈ કહેવા માગુછ જે વાત કહેવા મારી જબા મારા માયજી આગળ ઉપરવાની નથી તે મારે તુને કહેવુ છ મની હુ પાછો મારી નોકરીએ જનાર છુ "

" એ તુ શુ બોલેછ, ભાઈ ! એમ કદી બને ? ને આય ગંજાવર મીલકતનુ શુ થાય ? તારા ગરીબ બુઢા માયની આ ગળ કોણ ? ખચીત મીનુ, તારે બધાનો વીચાર કરવો જોઈયેછ "

" મે બધાનો વીચાર કીધોછ અને તે એજ કે માયજી, માસીમાય ને તુ અહીંજ હમેશ માફક રહીને ફીરોઝપુરની સંભાળ લેજો અને હુ મારી નોકરીએ જાઉછ મે તાર કરીને

મારી રેજીમેટમા પુછાવ્યુ તુ અને મે હાલમા ચીન જવાનુ કબુલ કીધુ છ "

"ચીન! એટલે દુર! અને માણેકબાનુ તારી સાથે આવશે કે અહી રેહેશે?" મનીએ પુછ્યુ

એ મુબઇ રહેશે, મીનુ બેદરકારીનુ ડોળ ઘાલતો બોલ્યો પણ માણેકના નામે જે દુ:ખનો ઝટકો પોતાના પિત્રાઈના ચેહેરા ઉપરથી પસાર થઈ ગયો તે મનીની આખથી છુપો રહી શક્યો નહી

"મીનુ!" તેણી ખરા દીલથી બોલી ઉઠી "મારી ખાત્રી છે કે ભયકર તમારી બન્ને વચ્ચે બનવા પામ્યુ છ મને કેહ, ખોદા ખાતર મને કેહ—"

તેણીના આ લાગણીભર્યા સવાલથી તે કદાવર શખસના જીગરનો દાત ગોયા દુખના ઉભરાતથી ફાટી ગયો અને ખુરસીમા બેસી પડી આખે હાથ દઈ તે એક બચ્ચા માફક રડી પડ્યો મની તે જોઈ હરનફાર થઈ ગઈ

"મીનુભાઈ, મારા મીનુભાઇ, મે એવુ તે શુ કહ્યુ કે જેથી તમુને એટલુ દુ:ખ પહોચ્યુ છ? મને માફ કરજે, મે મારી ભોરઈમા પુછ્યુ પણ—પણ એક વાહલામા વાહલા જીવના મરણથી એવી માહેતમ તો થઇ શકે—"

"મરણ? અફસોસ કે આય તો મોહત કરતાબી નબેહતર છે" તેણે ડચકાઓ વચ્ચે કહ્યુ

"મોહત કરતા નબેહતર?" મની ગભરાટમા માત્ર આટલુ બોલી શકી

"હા હજાર ઘણુ ખરાબ, મની, મારી બઈરી મને ચાહતી નથી, અને હુ તેના હાથમા એક હથીયાર જેવો હતો,

"અને તે ઓરતે એમ તુને કહેવાની છડેચોક હિમ્મત કીધી ?" ગુસ્સા અને ધિક્કારથી તપી આવતા મનીએ બરાડ મારી

"એ એથીબી વધારે હિમત કરે તેવી છે એને મારી દરકાર કે બીહીક બીલકુલ નથી અને મની મે એને કેવા ઉંડા હેતથી ચાહીછ, ખોદા સાહેદ છે કે કેવા ઉંડા અને સાચા "

"અને હજુરબી તારૂ હેત તેના તરફ છે, મારા ભઈ, એ એક કમનસીબ તકરાર સમજીને તેની સાથ પાછી દોસતી કરી નાખ મીનુ, આય દુન્યામા છતા વરે કે છતી બાયડીએ છુટાં પડી ઝુરતી જીંદગી ગારવી એ દોજખ જેવુ છે તુ ઉતાવલો થતો ના બનતા સુધી પાછી સલાહ કરવાની તજ-વીજ કર, અને એમ બનીજ નહી શકે કે કોઈબી ઓરત પછી તે ગમે એવી તુદ હોય તે તુને પોતાના સરતાજ દાખલ કબુલ કરવાને ના પાડે

"મારી ભોરી મની, તુ એ ઓરતને ઓરખતી નથી હુ કહીબી એની સાથે હવે પછીથી રહેનાર નથી કહી નહી, જે ઓરતે મને મારા મોહનાપર કહયુ કે 'તે પોતાની સગવડ ખાતર માત્ર મને પરણી હતી, પણ તેનુ દીલ તો બીજા તરફ હતું, તેની સાથ હું પાછો રહી શકુ એ બનવા જોગ છે ? કહી નહીં "

"એની એમ બોલવાની મતલબ નહીં હોય હુ એને ઓલખુ છ, એનામા સારી ખાસીયતબી છે મીનુ, એકવાર પાછો તુ અજમાયશ કરી જો મનીએ મીનતજારી ચાલુ રાખી

"તેમ નહીં બનશે, હવે તેણી પાસ જવુ એ જીવતા દોજખમા જવા બરાબર છે હવે તો મે મન મકકમ કીધુ છ અને હુ મારા લશકરના ડાકટર દાખલ બે હાહરામા ચીન તરફ ઉપડી જવાનો છેઉં, મારા માયજી, મારા ગરીબ માયજી

એવન બીચારા કેવા દુખી થશે, મની, તુ ધીરેથી એ ખબર એવણને આપજે, મારા હોઠ ઉપરતા નથી ના રડ મની, મારા જે નસીબમા હોશે તે ખરૂ વળી કોઇ દહાડે–અલબત ઘણે વરસે હુ અહી પાછો આવશ ત્યારે આપરે પાછા મળશું—"
"હા, તારી માણેકને બચ્ચા કચ્ચા સાથે" મની બોલી

એક સુકકુ ડચકુ મીનુના ગળામાથી બહાર પડયુ

એક મા જાણી બેહેન કે ખુદ એક માવતર જેવા વહાલના ઉભરાએ મનીએ પોતાના પિત્રાઈ ભાઈનુ ગામથી ઝુલી પડેલુ માથું પોતાના પાસામા ચાપયુ તેનુ દુ ખ જોઈ ગરીબ મનીનુ જીગર ચીરાઈ જતુ હતુ શુ તેને પાછો સુખી થયલો જોવાની તેની સરજત નહુતી !

મીનુએ પોતાનો બોલ પાળ્યો

ગરીબ બિચારા હીરાબાઇ, એક કદરદાન ધણીને સદાનો ખોવાનુ દુ ખ ઓછુ હોય તેમ તેમનો એકનો એક દીકરો ઘર છોડીને દુર દેશવટો ભોગવવા નીકળી ગયો ત્યારે તેવણે માન્યુ કે હવે ફકત તેમને માટે ઝુરી ઝુરીને મરવાનુ બાકી રહયુ હતુ તેમના ધણીએ તન તોડી મેહેનત કરી જે ધનનો ઢગ એકઠો કીધો હતો તે પોતા સાથે કશી સુખ શાતી કે સાહેબી, ફીરોઝ–બાગમા લેતો આવ્યો નહી, એ માટે તેવણ જયાર ત્યાર જાણે લોહીના આસુએ રડતા અને તેવણને આવા દુખી જોઈ મની ને આવા માસી ગમીથી અડધા થઈ જતા

"મીનુએ ઘેર છોડી જવામા જરાબી ડહાપણ નથી કીધુ" આવા માસી એક દહાડો મની આગળ બોલ્યા "એ એટલો ઉતાવળો થઈને માયબાપની મરજી વગર પણ્યો ન હોતે તો આય પરીણામ આવતે નહી'

"ગરીબ બીચારો" મની પટપટી "એ જ્યારે એની બઈરીને લઈને અહીં આયો તો ત્યારેજ મે તો જોઈ લીધું'તું' કે પેલી મગરૂર છોકરી એને ચાહતીતી નહી"

"હારે, મુઈ અવરદસા ઘેરભાજુ" આવા માસી ખુલ્લા ધિક્કારથી બોલયા

"એના નેહસ્ટ પગલાથી મારી ગરીબ બહેનનુ બધુ સંસાર સુખ લુટઈ ગીયુ"

"આવામાસી હુ એમા માણેકનો એકલીનો વાંક જોતી નથી" મની ગમ્ભીરાઈથી બોલી, એમા મીનુનો વણો વાંક છે જે છોકરીએ કદીબી એને હેતનુ ઉત્તેજન આપેલુ નહીં, તેને ચાહોમ પોતાનુ જીગર વેચી દેવુ, જે છોકરી તદન તુમાખથી ભરેલી તેની ઉપર પોતાનો જીવ જાન ફિદા કરવો એમા ડાહપણ ઉતુંજ નહી માસી સાચ્ચુ હેત કાંઈ છુપુ રહી શકેછ? તે તો ફકત આખમાથીજ જણાઈ આવે, અને તે મીનુએ કદીબી એ છોકરીમા જોયુ નહી છતા એ એને પરણી જવા જેવો નાદાન ને ઉતાવળો થયો, અને હવે મને ફકર છે માસી કે મીનુએ નાસીપાસી કરતા વહેમને વધારે પોતાના દીલમા વસવા દીધોછ એ વહેમીલો તો હમેશનો હતો તે તો તમેબી જાણોછ માસી, અને એક બારગી તેમ નાહોબી હોય તોબી ચાર મહીનાની પોતાની પરણેતર એકલી પડતી મેલીને એ ચાલી ગયો એમા હુ મરદાનગી જોતી નથી એના ગરીબ માતા તરફની ફરજબી એ ભુલી ગયો" અને મની અહીં ડચકા ખેચવા લાગી

"નહી, એમા ડહાપણ નથી" મની પાછી બબડી "પોતાની ધણીઆણીથી નારાજ થવાથી, કહોની કે પોતાના જીગરની ઉમેદનો કચડઘાણ થવાથી, એ આ પ્રમાણે પોતાના વાહલાઓને છોડી દુ:ખ વેઠીને દેશવટો ભોગવવા નીકળે,

એમા મરદાનગી નથી એક બેવફા દીલની ખાતર ખાતર પોતાની સુખ શાતીનો નાશ થવા દેવો એ વાજબી નથી. અરેરે મારા ભાઈ, તુને ત્યા સેકડો કોસ દુર ખયાલબી હશે કે આ તારી મુજવન અમારો જીવ કેમ જલાવેછ"

આવામાસી પણ આખપાણી કરતા હતા. જયારે બીચારા હીરાબાઈ તો પોતાનો ઓરડો પદીક છોડતા હતા નહી

અફસોસ ! સુખ શાતીભરયા ફીરોઝબાગમા દુ ખનો કાળો ધમઘોર પડદો હાલતો ઉતરી પડયો હતો

---

## પ્રકરણ ૨૭ મુ.

---

### વીખુટાં

જયારે માણેકે જાણયુ કે તેણીને મળવા બગર મીનુ ફીરોઝપુર ઉપડી ગયો હતો ત્યારે પોતે જે ગુસ્સાના આવેશમા તુમાખીથી પોતાના ધણી આગળ બોલી હતી તેના ખ્યાલે તેણી હેબતાઇ ગઈ

શુ તે કદી તેણીને માફ કરનાર નથી ? એમ તે કદી બને ? એનો ફીરોઝબાગ ઉતાવળે તેને જવુ હતુ અને માણેકની હાજરીની ત્યા કોઈએ ખાસ ખાએશ કીધી નહુતી તેથી તેણીનો ધણી એકલો ઉપડી ગયો હતો બાકી આના તેણીનો પડયો બોલ ઝીલી લેનાર ખાવીદ તરફથી વધારે સખતાઈની તેણીએ વકકી રાખી નહી

"માટીડા બધાજ ખરાબ" તેણી મનસે બબડી "જરા કોઇ બીજા માટીડાનુ નામ એ લોક આગળ લઇએ તો અદેખાઈથી બુજઇ જવાના, હવે મારા જેવી એક, જેનો દેખાવ કઈ ખરાબ નહી કહેવાય, તેના તરફ બીજા માટીડાઓનુ ધ્યાન

ખેચાય, તો એમા મારા વરનુ શુ લુટાઈ ગયુ અશુભ આટ-લાનુ આવરૂ કરવુ " તેણી એમ મન મનાવવા બબડી ખરી, પણ કાંઈ ન સમજી શકાય તેવી દલગીરીએ તેણીના દીલમા ઘર કરયુ

બપોર પડતા ગરીબ મનજીભાઇના ગુજરવાનો તાર આવી લાગ્યો અને તે વાચતાજ માણેક હેબતાઇને ફિકફીકુચ મારી ગઈ ઓ ખોદા! શુ ત્યારે તે બુઝરગ ગ્રહસ્થ એટલે સુધી માદા હતા? હવે મીનુ તેણીને કેમ યાદ કરી શકશે માણેકે ટેબલ ઉપર માથુ પટકી આંસુઓને રસને પોતાના જીગરને ખલાસી આપી તે આલીસાન મકાનમા તેણી તદન એકલી હતી અને આ થોડા કલાકની મીનુની ગેરહાજરીએ પેલી તુમાખી સુદરીને બેસબર બનાવી મુકી

એક પછી એક કરતા દીવસો વહેના ચાલ્યા પણ તે જવાન તરફથી કશુ કાગળ ન પત્ર એમ કેમ? માણેક ગભરાટથી અરધી થઇ ગઈ તનુ કાગજ આજે આવશે કાલે આવશે એવી રોજબરોજની વકીમા તેણી દીવસે ભુખ કે રાતે ઉંઘ વગર દીવાની જેવી થઇ ગઈ, પણ કશીજ પત્તો નહી

તેણીના સસરાના મરણના દીલાસા માટે સાજ સવાર બધા તેણીને મળવા આવતા તેમ તેની સાવકી માતા પણ આવી ગઇ હતી માત્ર લવજીએ તેમ કરવાની હિંમત કીધી હતી નહી અને કદી તે આવને તોપણ ઉશકેરાયલી માણેક તરફથી ખચીત ઝુતીયાનો સરપાવ પામીને જતે

અતે એક દીવસે તે હવે પ્યારા થઈ પડેલા હાથોથી લખાયલુ એક કાગળ પોસ્ટમા આવ્યુ તણી નાસતાની ટેબલ ઉપર બેશી પોતાનુ ખાણુ ચચેરતી હતી, તેટલા ટપાલ આવ્યો અને તે જાણીતા હરફ જોતા ગોયા તેણીનુ જીગર

ગળામા આવીને અટક્યુ ખાણુ પડતુ મેલી તેણે તે ખોલ્યુ અને ઉપલી બે લાઇન વાચતાજ તે મોત જેવી ફિકકી પડી ગઈ. ઘણી મુશકેલીએ તેણીએ તે કાગળ નીચે પ્રમાણે વાચીને પુરૂ કીધુ

"હુ તારૂ નામ કેવી રીતે લખુ" (બીજુ કાગલમા લખતો હતો) જે કડવી ઝેરી સચાઈથી તે મને વાકેફ કીધોછ ત્યાર પછીથી તારૂ નામ હુ કેવા બોલો સાથ લખુ તે મને સુઝતુ નથી તુ જાણવા પામી હશે કે મારા નેક પીતાજી બેહસ્ત પામીયાચ આહ! તારી બેરહેમીથી તે બુઝરગ બાપ પોતાના એકપુરા બેટાને છેલ્લા મલયા વગર હમેશગીની ઉઘમા ઉઘાયાછ, કદાચને તેમ નહી બનયુ હતે અને હુ છેલ્લી ઘડીએ તે મરતા મુરબ્બીના પાસામા તણાઈ આયો હોતે તોપણ મારા સુખનો સદતર નાશ થયો હતો એ તેવણ મારી આખમાથી વાચી લઈ તત્કાળ પોતાનો પ્રાણ છોડી દેતે, તેના કરતા તા ખોદાનો ઉપકાર કે હુ થોડા કલાક મોડો જઈ પુગ્યો

"મારે તુને ઠપકો આપવો નથી એમા કસુર બધો એવી મોટાઈની તુમાખીમા અટવઈ રહેલી માતાઓનો છે કે જેઓ પોતાની છોકરીઓને તારા જેવી સગદીલને અભીમાની બોજ ઉઘારી, મારા જેવા જવાનોનો સસાર ધુળમા મેળવે છે, પણ એક તારા જેવી સાથે વધુવાર નહી રહેવા માટે તુ મને માફ કરજે, તુ જો જરાબી પસતાઈ હોતે અને મને એક મારફનો મખુન કહી સભળાવયો હતે નો હુ મારી જીદગીના છેડા સુધી તુને સુખી કરવાને મથયો રહેતે, પણ તારા તુમાખ સામે વધુવાર ટકવાને હવે મારૂ દીલ સાફ ના પાડેછ, અને તેથી તારા અને મારા બનેના ભલા ખાતર

હવે આપણે પાછા મળીશું નહી, અને તે મતલબથી હું મારી નોકરીમા પાછો જોડાઈ, હીંદુસ્તાન છોડી જઉંછ

"હુ કાલે ઉપડી જાઉછ; જયારે તું આય વાચશે ત્યારે તો હું દરીયા ડોહુવતો હોવશ, પણ તારી તરફની ફરજ હુ ભુલી ગયોચ એમ ધારતી ના "

"વાલકેશ્વરનો બગલો મે તારા નામપર કરી આપયોછ ને મારા સોલીસીટરને ફરમાવ્યુછ કે તુને દર મહીને તારે મોહ માગતી રકમ કાઢી આપે, અને તારી બધી સુખ સગવડ ઉપર ધ્યાન આપે

"મારી ઉતાવળમાં હુ કાઇબી કરવાને ભુલી ગયો હોઉં તો તુ એ સોલીસીટરોને કહેજે અને એ લોક તાબેદારીથી બજા લાવશે

"મે તારાં સાવકા માય ઉપરબી આજરોજે કાગળ લખયુ છે, તેમા વધારે નીદા થતી અટકે કરીને લખયુછ કે મારા ધધાની મને મોહોની ઘણી હોવાથી હાલ તરત તો એકાદ વરસ હુ ચીન જાઉછ અને માણેક એ મુસાફરી ખમી શકવા જેવી મજબુત ન હોલાથી અમે બને જણ હાલતો રાજીખુશીથી છુટા પડયાછ મને સાચુ કબુલ કરી દેવા ગમયુ નથી, તેથી એટલુ ખોટુ લખવુ પડયુછ તું મને મારા પઇસા ખાતર પરણીછ તો ઠીક, તે મેં તુંને બધા સોપીયાછ. તુંને ગમે તેમ બેલાસક વાપર

"જયારે હુ ? જે કગાળ પઈસા મારી ઉપર આવા આપ ખેચી લાવ્યાછ તેને હાથ લગાડતાબી મને દાહુમ પરી આવશે ! હુ મારી નોકરીએ જાઉછ, અને તેબી બની શકયુ છ એટલુ તારેથી દુર."

મીનોચેહેર ફીરોજના.

આ તે કાગળ હતુ કે જે વાચતા માણેક એક નેતરના ઝાડ મીસાલ થરથર ધ્રુજીછ, તેણીની આખોમાથી ધોધબધ પાણી વેહયુ છ અને છેવટ પુરૂ થતા લથડતે પગલે પોતાના ઓરડામા આવતા તેણી તમ્મર ખાઈ બેફામ હાલતે ભોય ઉપર તુટી પડી

આ કાગળ સાથોસાથમા તે જવાને પોતાની પિત્રણુ મની ઉપર ફીરોઝપુર ખાતે જે પત્ર લખ્યુ હતુ ત કદી માણેકના વાચ્યામા આવ્યો હોતે તો તેણી આવો જીગર ફાડી નાખનારો ગમ કરતે નહી

હું મુબઈથી જે દહાડે ઉપડી જાઉંચ તે સવારે આ કાગજ લખુચ” મનીના કાગજમા આ પ્રમાણેની શરૂઆત હતી “અને જાણે કશુ સુજ પડતું નથી મની, આ છેલ્લી ઘરીએ દીલમા વસવશો થાયચ ક આ પ્રમાણે હી દુસતાન છોડી જવામા મે ડાહપણ કીધુ છ કે નહી, મને એમ લાગતુ કે એની સાથે રહેવુ હવે કદી નહી બને તેવુ છે છતા આ છેલ્લી ઘડીએ જુદાઇ ખમી શકાય તે કરતા મને વધારે લાગે છે, જો એને કઈબી થયુ છ તો હું મને પોતાને કદીબી માફ નહી કરી શકશ એ કેવી જવાન, ખુબસુરત ને સુદર છે અરે ખોદા, એના ચેહેરા જેટલીજ એ ભલીબી હતે મેં જોયુચ કે એને તુ હમેશા ગમીચ, તારી તરફ એણે અજબ પસદગી લીધીચ અને ત્યારે મની, મારી પિત્રણ કરતાબી વધારે મારી વહાલી બેન, તુ એને મદદગાર થઈ પડશે ? જો જરાબી એને કાઈની જરૂર પરે તો તુ જશે ? મની, તારા કમબખત પિત્રાઈ તરફની આ છેલ્લી માગણી છે કે એની મદદે જજે અને હુ દુરથીબી તુને દુવા દેવશ.”

મનીએ આ કાગલ ઉપર બેઅખત્યાર આજુ રડયા અને કામ પડે તો એકળી પડેલી માણેકની ખરી મદદગાર થવાનો તેણીએ મનસે કસદ કર્યો

પેલી તરફ માણેક પોતાના ઓરડાના એકાંતમા તદ્દન બેશુધ થઇને એકલી પડી હતી. લુઈઝા આયા પોતાની શેઠાણીના ઓરડામા કામસર આવતાં તેણીને ઉભાર આગળ લોથ ઉપર ઉંધે મસ્તક તુટી પડેલી જોઈ ગભરાટની ચીસ મારતી નીચે દોડી. તેણીએ હમાલને દોડાવી તરત ડાક્ટર પીરોજ-શાહને બોલાવી મગાવ્યા, પણ તેવણ ગેરહાજર હોવાથી પીરોજશાહની દીકરી જેણીબી એલ એમ. એંડ એસ થયલી હતી, તેણી માણક આગળ તરત ચાલી આવી તેણી ઘણી સમજુ અને ધીરજવતી હતી અને માણક સાથ સારી પીછાન હતી

જ્યારે માણેક અતે સુધીમા આવી ત્યારે તેણીએ ગભરાટથી આખ ફાડીને ચોપાસ જોયુ

"નાજામાય તમે અહી કાય આયાચ ?" માણેકે પીરોજશાહ ડાકટરની દીકરીને ત્યા જોઈ પુછયુ

"માણેકબાનુ, તમારી તબીયત સારી નથી, તમે બેસુધ થઇ ગયાતા, હમણા જરા મન સાત રાખીને સુઈ જાવો તો સારૂં." તેણી બોલી.

"મને કઈ નથી, જરા માથું ભારી લાગેછ"

"નહી, તેટલુજ નથી, બીજુંબી કારણ છે, પણ તમારે તદ્દન બીછાનામાં પરી રહેવું જોઈશે" નાજાં મક્કમતાથી બોલી.

"મને બધા નીચે મળવા આવેચ તે લોકને સભ્યતા ખાતર મળવું તો જોઇયે—" માણેક બોલવા ગઈ.

"તે બધું થઈ રહેશે, તમે ગમેતો કોઈ તમારા સગાને બોલાવો તેટલો વખત હુ અહીં રહેવશ, પણ તમારેથી તો કોચપરથી હીલાશે નહી, કારણ—

"કારણ ? હુ એમ પરી રહેતા તો મરી જવશ."

"તમે સંસારી હાલતમા છેઓ, અને હમેશ માફક દોરધામ કરવા જશો તો એકને ઠેકાણે બે જીવને હેરાનગતી પહોચશે હુ ખચીત કહુ છુ કે તમારે પુરતો આરામ લેવો અને નહીતર તમારા બચ્ચાનો જીવ જોખમમા આવી પડશે

"મારૂ બચ્ચુ ?"

આ મા વગરની છોડી કે જેણીએ કદી નાના ભાઈ બેન વટીક અનુભવીયા નહતા (સીવાય તેણીનો સાવકો ભાઈ) કે જેણી સસારી સુખમા માત્ર પઇસાની રેલછેલથી ફરવુ હરવું ને રંગરાગમા વખત કાઢવો એમ સમજનારી તેણી બચ્ચાના ખયાલથી ચોકીને પલગ ઉપર ઉઠી બેઠી

"મારૂં બચ્ચુ ?"

તેણી પાછી બબડી તેની આખ આગળ એક નાનો મીઠો નીરદોશ ગુલાબ જેવો ચેહેરો ઉભો થયો, એક બાળક કે જે પોતાની તોતરી પણ અમરત જેવી મીઠી જીભલડીએ તેણીને "માતા"ના મધ જેવા મીઠા ને પવિત્ર નામે બોલાવશે। આજ સુધીમા તે ગુરૂની તુમાખી છોડીમા જે બુરી ખાસયત હતી તેને ગોયા પાખ આવી હોય તેમ તત્કાળ ઉડી ગઈ અને એક સદગુણી પરણીતર, એક મીઠી માવતરના બધા સદગુણો તેનામા ઝળકી નીકળ્યા

"નાજાં માય, તમે શુ ખરૂ કહોછ?" તેણીએ ધ્રુજતે લથડતી જબાને પુછયુ

"હા, તદન ખરૂ શુ તમુને એમ લાગું નહી? પણ ચાલો, માણેકબાનુ, તમે પાછા અરેટઇ જાઓ," નાજા બોલી.

પણ તે લેડી—ડાકટરની ભારે અજાયબી વચ્ચે માણેક તાકયા ઉપર માથું પટકી ઝારબેઝાર રડવા પડી ઓ, તે કયા હુએ કે જે આ ખબરથી ખુશાલીથી છકક થઈ ગયો હતે,

જે તેની બાજુમાં એક આસ્તવાર મદદગાર દાખલ ખડે પગે ઉભા રહી તેણીની મહારત કરતે તેણીના હવે પછીથી અવતરનારા બાળકનો પીતા ' જે દરયાવ તે વીખુટા પડેલાઓ વચ્ચે લબાયો હતો તેના ખ્યાલથી તેણીના ડચકા વધવા લાગ્યા

નાજાએ ધાર્યું કે તેણીની છાતી ખલાસી પામે તો સારૂ, પણ મોટે ઘરની ગુમાખી છોડીનો આવો ઉભરો નોય તેણી ડબાઇ ગઇ

"માણેક બાનુ, જરા આ પી જાઓ, એનેથી તમુને ઘણું ઠીક લાગશે" નાજાંએ તેણીના હોઠ નજદીક એક ગલાસમાની દવા ધરતા કહ્યુ, "હવે ખોદાને ખાતર તમે એટલા ઉશકેરાવો ના, નહી નહી ખચીત તમે તબીયત વધારે બગાડશો"

"પણ, પણ—મારૂં બચ્ચુ ઘણુ વેહલુ આવશે કે! કેટલા દહાડા લાગશે?" માણેકે આસુઓ વચ્ચે પુછ્યુ

આ સવાલથી નાજા હસી

આ માવતર વગરની અજ્ઞાન છોડીના આ સવાલથી નાજાંને લાગ્યુ કે તેણીને એક બીજાં બાઇની સંગાથની ઘણી જરૂર હતી

"છટ, છટ, માણેક બાનુ, તે માટે તો તમુને હજુર મહીનાઓ સુધી થોભવુ પડશે" તેણી બોલી "પણ હમણાને હમણા કોઈ બાઇ માણસને, તમારા કોઈબી અગત ખેશી હોય તેવાને બોલાવીને સાથે રાખવા જોઈશે તમારા સાવકા માયને લખીને બોલાઉં?"

"કદી નહીં, હું તેનુ મોહડુંબી જોવા રાજી નથી

"ત્યારે તમારા બાવા બનાજીવાળાને ત્યા કહેવરાઉં?"

"નહીં, મને ન સોક સાથ કંઈ ઘણું બનતુ નથી।" માણેક બબડી

"ત્યારે તમારા વરના કોઈ સગાઓનુ મને નામ આપો, હું આ લખુ કોઈ કેપ્ટન મીનોચેહરના બેનો કે કાકા મામાની દીકરીઓ—"

"હા, હા થોમા, ફક્ત તેજ મને મારી આગળ હોશે તો ગમશે, પણ તે આવશે કે આવુ બનીયા પછી આવશે કે?" તેણુ બેધ્યાનપણે બબડી

"તમે મને નામ ને સરનામુ તો આપો, હુ લખી જોઉં" નાજાએ કહ્યુ

"મનીજેહ કામા, ફીરોઝપુર—વાયા-સુરત" માણેકે નામ ને ઠેકાણુ આપીયુ

નાજાને લાગ્યુ કે માણેકનો કેસ એવો હતો કે તેણી પાસે તુરત કોઈ સમજુ તેમજ ખુશ સ્વભાવનુ વાહલું ઓળખીતુ ને ખરૂ કદરદાન જેવુ હોય તોજ તે છોડી તેવી સારી સોબતમા પોતાનો આ કંઈ છુપો ગમ ભુલશે, પણ જો એકલી પડી તો તેની આવી નાજુક હાલતમા ગમગીની એ સઘળેથી બુરી ઝેરી દવા હતી, અને તેથી તેણીએ મનીને નામે એકદમ તાર છોડયો

માણેકની આ દલગીરી શા કાજે હતી તે નાજા સેહેજસાજ પામી ગઈ જે રીતે કેપ્ટન મીનોચેહર એકદમ ઓચીતો પોતાની ચાર માસની પરણેલી પરણેતરને છોડી દુર દેશાવર ચાલી ગયો હતો તે ઉપર લોકો તરેહવાર બોલતા હતા અને નાજાને કાને પણ તેની અફવા આવવા પામી હતી

સાંજ પડતા મની તરફથી વળતો તાર આવી પુગ્યો કે

"આવતી કાલની ટ્રેનમા ઉપડીને હુ મુબઈ આવીશ તમે બેફીકર રહેજો"

માણેકે તે તાર વાચી છુટકારાનો લાંબો દમ ખેચ્યો અને મનીએ પોતાનુ વચન પાળ્યુ હતુ દુખી માણેકને બધા તરછોડી ગયા ત્યારે આ છોડીએ પોતાની દોસતી મકમ રાખી હતી

——( ° )——

## પ્રકરણ ૨૮ મું.

## ઓ નીંદા, તારૂં મોઢું સદાનુ કાળુ હોજો!

સાજ પડતા હીરાજી શેઠની વીધવા શેરબાનુ, પોતાની જોડીની ગાડીમા ઠસ્સામા પોતાની સાવકી બેટીને મળવા આવી

કેપટન મીનોચેહેરનુ કાગળ તેણીને મલ્યુ અને તે વાચતા તે વીખરેલ ઓરત ગુસ્સા અને ગભરાટથી રાતી પીળી થઈ ગઇ અને પોતાનો તમામ ખાર ખાલી કરવા તે હાલ માણેક પાસ આવી લાગી

સારા નસીબે કહો કે માઠે નસીબે પણ ડા૦ નાજા તે વખતે માણેક પાસ હતી નહી અને લુઈઝા આયાને મોઢે પોતાની સાવકી દીકરીની તબીયત સારી નહતી એમ જાણી સીધી માણેકના ઓરડામા ચાલી આવી

"ઓ વાય માણેક, આય શુ ફેસતા?" તેણીએ આવતાને વાર ધબ દઇને એક ખુરસીમા બેસી પડી ચલાવ્યુ "તારો વર તુને મુકીને ચાલી ગીયા-ઓ માયરે, તુ હવે લોકોને મોહડુ કેમ બતાવશે? બે દહારામા તો આખુ મુબઈ એ વાત જાણી ચક ચહડશે!"

"કઇ વાત જાણી?" માણેકે ધીરેથી પુછ્યુ

"કાય વરી, લગન પછીના ચાર મહીનામાજ તારેથી કટાળીને તારો વર તુને મુકીને ચાલી ગયો એ કઈ જેવી તેવી નામોસીની વાત છે? હવે લોકને હુ શુ જવાબ દેવશ"

"કેપટન મીનોચેહરને પોતાના બાવાના મરણનો જબરો ગમ લાગોચ અને તેથી તેવણ વરસ દહારો ચીન પોતાના લશકર સાથે ગીઆચ મારી તબીયત એવી મુશાફરીને લાયક નહી હોવાથી અમે અમારી રાજીખુશીથી છુટા પરીઆ ચ" માણેકે શાંત રહેતા કહ્યુ

પણ આ ખુલાસાથી તો પેલી સાવકીના દીલમા વધતો ધસકો પડયો તેણી હાત્યા બીડી બોલી "એમ? પણ એટલુ યાદ રાખજે કે જયા, સુધી તારો વર પાછો આવે નહી, ત્યા સુધી હુ તુને મારે ત્યાની પારટી કે ખાણા ઉપર બોલાવશ નહી ને તુ બી એકલી પરેલી કાઇ એવા ખાણાઓ આપી જુવાન જમાન માટીડાઓને નોતરતી ફરતી ના, નહી તો સેહેજ વારમા બહાર બધે તારે વરે નીહા ફેલાઈ રહેશે ને મને સાગુ ભારી લાગશે"

માણેક આ ઓરતની મતલબ પામી ગઇ શેહેરાને કેપટનના કાગળથી જે ધસકો પડયો હતો તે એજ કે હવે માણેક એકલી પડેલી હોવાથી શેઠજીકો લવજી તેને ત્યા પહીંગો માડશે અને શેહેરાની બધી ગણત્રીઓ ઉંધી વળી જવાની પણ તેણી હવે ઠાકડાઈને ઠેકાણે આવેલી માણેકને ઓળખતી ન હતી આ સાવકીના તાણાથી તપી જઇ તેણી બોલી ઉઠી

"શેહેરા, તુ બોલવા માગેચ તે હુ સારી કાણી સમજુચ, પણ જો આ સાભરી લે એક રીતે હુ તુને જનમો જનમ આભારી છઉં તેટલા માટેજ હાલમા હુ તુને ધકકો

મારીને મારા ઘેરની બહાર કહુરાવતી નથી હુ તુને શા માટે આભારી છેઉં તે તુ જાણેચ ?" માણેકે પુછયુ

"કદાચ, તારા ઘરડા બાપને પરણી તારી સાવકી માય થવાનુ મે તુને માન આપયુ છ તેથી હોશે." શેહેરા ચવઈથી બોલી

"નહી, પણ લવજી જેવા એક પોશાગીરની બદમાશી મારી આખ આગળ ખુલ્લી કરી આપવાની તે જોગવાઈ કરી તે માટે, તેમ થવાથી અને એ વીખરેલ કાળા મેઢાને એના ખરા રંગરૂપમા ઓળખી લેવાથી તેની કાળા દીલની બદ સુરતથી સદા દુર થવા હુ મારા મીનોચેહેરને પરણી ગઈ જો તુ નહી હોતે તો હુ આવો બાદશાહ જેવો ધણી મેળ- વવા પામતે નહી, એટલે આપરા વચ્ચેની ગમે એવી દુશમ- નાઇ છતા આ તારા તરફની મને થયલી અજાણપણાની નવાજેસ માટે હુ તારી હમેશની આભારી રહેવશ"

શેહેરા તો ડંગ થઈ બેશક માણેક જે બોલતી હતી તે તદન ખરૂ હતુ એમા તો કશો શક ન હતો

"ત્યારે તુ શુ લવજીને તારે ત્યા બોલાવવાની નથી ?" તે નફ્ફટ ઓરતે હજુર પોતાની મતલબ સાચવતા પુછયુ

"કદી નહી તેની નેહસ્ત સુરત હુ કદીબી મારા પવિત્ર મકાનમા જોનાર નથી અને,. તે આદમી પોતે તેમ જાણેચ અને હવે શેહેરા, તે તારૂ નામ મારા મરહુમ પીતાના આબ- રૂભર્યા નામ સાથે જોરીયુ ચ, તેટલા ખાતર મને કહેવા દે કે લવજી બાબેના તારા વીચારો કદીબી સફળ થનાર નથી, એ બે—જબાનના ઠગારાએ પોતે મને કહયુ કે એનો વિચાર તુને પણવાનો છેજ નહી, એ તો ફક્ત પોતાની સગવર ખાતર તારે તાહ પરીયો પાથરીયો રહેચ શેહેરા, શુ તુને તારા મરહુમ ઉમરાવ ધણીના નામની બીક કે શરમ નથી ? આવા

એક બેવફાને સઘરી રાખી તુ આપણા ખાનદાની નામને એબ લગારેચ તારો દીકરો મોટો થશે તેને તુ શું જવાબ આપશે? આબરૂનો નહી તો ખોદાનો તુને ડર છે કે નહી?"

શેહેરા આ સાંભળી સ્તબ્ધ બની ગઈ, શુ ત્યારે આજ સુધી તેણીએ સુજમા રોજા ખોલ્યા હતા!

"માણેક તુ ખરૂ કહેચ?" તેણીએ જેમ તેમ પુછયુ

"ખોદાને હાજર નજર જાણી" માણેક ખરા દીલથી બોલી "તુને વધારે ખાત્રી મારા બોલવાની જોઇતી હોય તો આ જો" અને માણેકે પોતાનો ટકીયો ઉંચકી તેની નીચેથી એક નાની અવસતાની ચોપડી બહાર કાઢી

"મારા મીનુ જયારથી સધાવયાચ ત્યારથી આ મારો સાથી છે અને એની સગત પછીથી હુ સાચુ સીવાય બીજુ કશુ બી બોલી શકવાની હતી? મારા મરહુમ ધર્મી સસરાની સોબતમા હુ ઝંદ અવસ્તાની ખુબી સમજવા શીખીછ" અને માણેકના ગાલ ઉપર મોતી જેવા બે આંસુઓ સરી પડયા

હવે શેહેરાની જાણે છાતી દબાઈ જતી હોય એમ તેણીને લાગીયુ, તેણીએ ખ્યાલતથી થોડો વખત નીચી ડોકીએ જોયા કરયુ "માગે જો કઇબી વાક હોય" તેણી બોલી "તો લવજીન મે આબરૂદાર ધારયો તો, તે છે માણેક, આજ પછીથી એ આદમી મારા પેલેસમા પણ પગ મુકવા પામશે નહી. પણ—જો જરી શકતુ હોય તો તુ કેપ-ટન ઉપર કાગળ લખી તેને પાછો બોલાવ, કારણ તમારા છુટા પડવાથી બહાર ઘણી નીંદા ફેલાઈ રહી છે"

'એ મે મારે હાથે મારા ઉપર હોરી લીધુ" માણેક ડચકા ખેચતી બોલી "મારા નેક ઉમરાવ ખસલતના ધણીનો મે તુચ્છકાર કરયો તેનો હુ હવે આ નતીજો પામુચ. ઓ મીનુ મીનુ, તુ મને કેમ માફ કરશે?"

થોડે વખતે તે મા બેટી છુટા પડયા પણ જનમમા પેહલીજવાર શેહેરા અને માણેક પ્રીતથી એકમેકને ભેટીયા

અને મુબઈમા માણેક મીનુની ઓળખાણવાળા મડળમા શુ ચકચાર ચાલી રહી હતી?

"અરે માય સાભરોછ કે, પેલા હીરામાણેકની દીકરી પેલા કોઈ ગામરેના પારસી સાથે પનનીતી તે લોક તો છુટા પરીયા જો" એકે શરૂ કીધુ

"હારે માય, કેહજે કે બેઉ વરબઈયર નકરા જાણે તાલીયા–બેતાલ! પેલા પાચ બોલે તો પેલી દશ બોલીને ઉભી રહે" બીજાએ મત આપ્યુ

"પણ માય, એ માણેક તો બાપને ત્યા લારઘેલી જેવી ઉધરેલી તે એવા રીતભાત વગરના ગામડીયા બોચને ત્યા શુ એને પાલવે! મુઈનુ નાકનુ ટીચકુ જોવો તો છાપરા સાથે વાત કરે ને ધરતી ઉપર તો ઉભીબી રહે નહી, તેને આવો બોકરા જેવો વર કઈ ગમે?" એ ત્રીજીની દલીલ હતી

"અરે શુ બોલુ માય, કેહ કેહ જે કે પરણીને બઈરીને ગામરે લઈ ગયો તે ઘેરની ગાયનુ દુધ દોહવરાવવા બેસાડી! પઈસા તો એના વરને ઘેર ઘણાબી જો, પણ કઇ મુવા છેકજ ઓદાણી!!" હવે ચોથીએ ટોપ મારી "ને કહે કહે જે કે વર તો કોઈ એવો પીતલ કે તલમા તસુ ઓછુ પરેકે ઝારના આર તોરી પારે

"માય કોણ જાણે, મારા માનવામા તો એવુ આવતુ નથી બીચારે નીચેથી ઉંચે નહી જોય તેવોને કેવો સભયતા વાળો અને બધો બછરી ઉપર જીવ આપતા હતો મને તો એ મોટે ઘરની માણેકનુજ કંઈ કારૂ ઘોરૂ લાગેછ, તહા વગર એમ એવો અસરાફ માટીડો એને એકદમ તરછોરીને ચાલી નહી જાય" એ એક ડાહયા બાઈનુ મત હતુ.

"અરે હુ એ કેપટનના બાપને સારી કાની ઓલખ તો'તો બીચારો ઘણો ભલાને નેક હતા તેવનની મરજીનો ઉપરવારો થઇને એ છોકરો પણુયો ને ચાર મહીનામા તો બઇરી થતીએ દાતમા ખાસરૂ આપ્યું એ તો માય બાપને ના તાબે થાય તેના એવા હાલ થાય"

"પણછોકરી ઘણી ખુબસુરત ને ખાનદાન ઉંચ તે બિચારો તે મોહીનીમા ફસ્યો" એક બોલ્યુ

"અરે માય, મોહીનીની વાત તો બોલોજ ના" એક બાઈએ પેટનો બરાપો કહારયો "મારી બેનના દીકરા નવલ શાહને ઓરખોચ કેની મરૂ ? કેવો મરૂ ડાહયો શ્યાનો છોકરો, ભલો કમીશનરનો પગાર પાલે એવી મહીને દહારે કમાઈ છે ને ભલા ધનેતરના ઘેરની છોકરી ખાસી રીતભાત લઈને આવતે, તે એમજ ગામરે ગોઠરે ફરવા ગીયો ને ફસી ગીયો તે તો કોઇ ગોરીબી નહીને ગધેરીબી નહી છે માય તદન આપુસઈ, પણ એ લોકના કારા કરતુક બરે તે કોણ જાણે શુ દોહવીને છોકરાને પાયુ તે તદન તે લોક-ના ઘેરનોજ થઈ ગીયો ને આઠ દહારામા તો તે કોઇ અભણ ફુકતીને પન્નીબી બેઠો માય, કઈ ઓછો બળાયો યાલચ શીખેલા ભણેલા છોકરાને એમ હાથમા લઇને તેને દુશમનને જાણે આધળો કરી મુકયો છે ચાલો જે કરશે તે ભરશે આપુને શુ"

"અરે એવી કારા કરતુકની કસરેવજીઓનો તો હુ કહુ ત્યા ટાર થશે" એક બીજાં બાઈ બોલ્યા

કેવા ધરતી ધ્રુજાવે તેવા વાઘ જેવા માટીડાઓ એવી અભણ કરતુકીઓની ભભુતીથી બિચારા બોકરા જેવા બનીને ફસી જાયચ બધુ લોક અજબ થાય કે એલી કારી કોયરી

ને શીખયા ભણ્યા વગરની કેમ એવા ભલા ધનેતરને પરણી ગઈ પણ માય આ બધા ભભુતીના પરતાપ !”

“પણ પેલો કેપટન પાછો આવશે કે નહી ?”

“કોણ જાણે, કેહય કે છુટાછેડા કરશ એમ બઇરીપર કાગળ લખયુ તે વાંચીને એ તો સીક પડી ગઈચ, એમ કરવાનુ હતુ ને છુટા છેડાથી નામને નામોશી લગાડવાની હતી તો પરણ્યો સુ ધુર મુકવા.”

બસ કલમડી ! નીરહેંતોસોની પુઠે જે યાહોમ નિંદા થાય છે તે બધી તુ અહીં વીસતારવા બેસસે તો પોથાના પોથા ભરાશે ! ગરીબ મીનુ ! તારી અણુહદ વફાદારી અને સહનશીલ સબુરીનું તુમે નિદાના વરગામાથી આ શુ ફળ મલ્યુ છે તે હજારો કોસ દુરથી તુ સાભળવા આવનાર નથી અને તારુ નિરદોશ જીગર એજ તુને મોટો દિલાસો છે.



## પ્રકરણ ૨૯ મુ.

## મની—એક ફરેસતાઈ રાહબરના રૂપમાં.

ડા૰ નાજા માયનો તાર ફીરોઝબાગમા આવી પુગ્યો ત્યારે ત્યાંના વસનારાઓ તે વાચી ઘણા હેરત રહયા મીનુ ની બાયડીને મનીની યાદ થવી અને તેણી માટે તાર કરવો એ ખચીત તેઓને અજાયબીભરયુ લાગ્યુ

ગરીબ હોરાબાઈ આપણે તેમને ઓળખ્યેછ કે તેઓ કેવાં ભલા ને ભોળા હતા જે છોકરીએ તેઓનુ સુખી ઘર તારાજ કરયુ હતુ, જે છોકરીએ પોતાની તુમાખીથી તેવ-ણના સરના તાજ જેવા ધણીને અપમાન કીધું હતુ, જે છો કરીથી તેવણનો એકપુરો બેટો ઘર છોડી દેશવટો ભોગવતો

થયો હતો અને હવે તેજ છોકરી, તેમના દુખી દીલનો એ કલો દીલાસો, તેમના માહેતમબરયા મકાનની એકજ રોશની તેમની જઈફીના ટેકા જેવી મની દીકરીને પોતાની પાસે બોલાવી લેવા માગતી હતી તેવણ મની વગર શુ કરી શકસે? અને તે છતા પેલી દુર બિમાર પડેલી તેમની વહુ માટે તેમનુ જીગર દયાથી દાઝી ગયુ

"જા મારી દીકરી, ગરીબ બિચારી માણેક તદન એકલી પરીચ અને તે શીક છે તેની પાસે જા" હીરાબાઈ મોઢુ મન બતાવતા બોલ્યા

"હા મામીજી, હુ ધારૂચ કે તેને મારી ઘણી જરૂર છે પણ તમે મારી ગેરહાજરીમા મન મકકમ રાખીને રહેસે કેની? હુ થોડા દહાડામા તો પાછી આવસ" મની બોલી

હીરાબાઈએ ઉતરી આવેલા આન્જુઓ નુછી નાખ્યા અને મનીને જવાની રજા આપી, હુમસના એક બાઈ સાથે હીરાબાઈને ઘણુ ઘરવટ જેવુ હતુ તેવણને બે દહાડા હીરા બાઈની પાસે રાખી, આવા માસી અને મની મુબઈ જવા ઉપડયા અલબત મની એકલી માણેકને ત્યા રહેનાર હતી પણ એકલી મુસાફરીએ તે જવાન બચ્ચાને કેમ મોકલી શકાય એમ ધારી આવા માસીએ તેની બાહે ધરી લીધી હતી

સ્ટેશન ઉપર માણેકની ભપકાબધ જોડીની ગાડી આ માસી ભાણેજ માટે તઈયાર હતી ઘર આવી પુગતા આગળના ઓરડામા ડા૦ પીરોજશાહ તેઓને મલ્યા

"હુ તમોને જોઈ ઘણો ખુશી છઉં બીચારી માણેક તદન એકલી પડી ગઇચ તેવે વખતે તેણીની મદદમા આવવુ એ ખરેખર નેક કામ હુ તો સમજુંચ તમારામા મની-જેહ કામા કોણ?" ડા૦ પીરોજશાહ જેવણને તેમની ડા૦ બેટીએ બધી વાતથી વાકેફ કીધા હતા તેઓએ પુછ્યુ

"આય એવન જીભરઇ મારી બાનેજ" આવા માસીએ કહ્યુ "હુ તો ફક્ત એવનને મુકવા આવીચ, અને હવે એ માણેકબાનુની પાસે છે એમ જાણીને હુ મારા ઘેર અહીં કોટમા રહેચ તાહ જવશ ને રાતે પાછી સુરતની ગારીમા ઉપરી જવશ"

ડાક્ટરે મનીનો તનદરોસ્ટ ચેહરોને ખુલ્લુ દીલ બતાવનારી આખો તરફ બારીકીથી જોયુ

"મજબુત બાધો, હસ્તો ચેહરો, ને ખુશ મીઝાજ એ ત્રણ ખુબી તમારામા છે એ હુ જોઈ શકુચ ખચીત માણેક બાનુ માટે તમારા કરતા કોઇબી વધારે બધ બેસ્તી સાથી થઈ પડતે નહી હા—હા—હા, ખચીત અમારી મુબઈની કેટલીક મોટે ઘેરનીઓ આય તમારા ચેહરાની ખરી ખીલતી ગુલાબી ખરીદી લેવા પોતાની અરધી દોલતબી કહાડી આપવા નીકળે, તમારૂ માથુ કોઇજવાર દુખતુ હોશે, નહી વારૂ, મીસ મનીજેહ?" ડાક્ટર બોલ્યા

"ક્વચીતજ" તેણી બોલી

તમુને નહી હીસતીરયા થતો હોશે, તમે નહી બેશુધ્ધ થઈ જતા હોશો, તમુને નહી જરા જરામા ઇનફ્લુએનઝાનો ધખારો લાગતો હોશે, જેવી રીતે અમારા મુબઈની નાદાન ઉછાછલીઓમા આજકાલ એ વાહીયાત દુખ દરદો ઉભરી નીકરેચ, તેવુ તમારામા જરાબી નહી હોશે વારૂ તમુને થાણું સરખુ હસતા આવરેચ કે?"

"કારણ મલે તો, હાજી," મની હોઠ મલકાવીને બોલી

"હ, હં, હસનાર સાથે હસો ને રરનાર સાથે રરો એવો તમારો સ્વભાવ છે એ હુબી જોઈ શકુચ, એક ખરેખરો દીલસોજ દોસ્ત તે એવોજ હોય તમુને જે કરવાનુ છે તે એજ કે માણેકને આખો દહાડો હસાવી બોલાવીને

બસ ખવાર ખવાર કરયા કરવુ !" ડાક્ટર હસયા "એ છોક-રીએ છતી ભુખે ભુખમરો વેઠયો હોય એવી એને નાકઉવતી થઈ ગઈ છે ચાલો હુ તમુને એના ઓરડામા લઈ જાઉં"

આવા માસી મનીને ભેટી પાછા બહાર પડયા તેવણના કહેવા પ્રમાણ્રે રાતની ટ્રેનમા તેવણ સુરત પાછા ઉપડી જાય તે આગમન્જ પાછા આવસે ત્યારે માણેકને મળસે તેવણના જવા બાદ ડા૦ પીરોજશાહ મનીને લઈ માણેકના ઓરડામા ગયા

મીનુની આ તુમાખી બાયડી તેણીને કેવો આવકાર આપશે તે માટે બગાર શકાશીલ હોતે મની, ડા૦ ની પુઠે ઉપર ગઈ.

"હુ તમારે વરે એક ભેટ લાવયોચ"

ડા૦ પીરોજશાહ માણેકનો દરવાજો ખોલી અંદર જતા બોલ્યા. "તમે તેના બદલામા મને શુ આપશો?"

"કોણ જાણે બા" એક નબળો નરમ પડી ગયલો અવાજ આવ્યો જે મનીને પોતાની પિત્રઇની બાયડી દાખલ તુરત ઓળખી કાઢવો પણ મુશકેલ જણાયો "કેટલા વાગા ડાક્ટર? શુ વખત થયો હોશે, વારુ?"

"સુરતથી મેલ આવવાનો વખત થયોચ" ડાક્ટરે મુછમા હસતા કહયુ

માણેકે એક લાબો નીસાસો નાખયો.

"અરે હુ નહી ધારતી કે મના આવે મારા જેવી કમબખતને કોઈનોબી દીલાસો ઘટતો નથી" માણેક પસતા-વાભરયા અવાજે બબડી

"તારે તો હુ ધારૂચ કે મનીબાઈ તમુને પાછુ જવુ પડશે ડાક્ટર લુચઈથી હુસતા બોલ્યા

"શુ મની આવીચ?"

સેહેજ આખો લાબાસ માણેકના ફીક્કા ગાલ ઉપર થઈ આવ્યો તેણીની કાલી આખોમા પસતાવા અને કાકલુદી જોઈ મની હવે ધસીને તેની તરફ દોડી આવી "માણેકબાનુ, તમને સીક જાણી હુ આવીચ, પણ તમને એટલા બીમાર જોવાની મે વકી રાખીતી નહી"

બીજીજ પળે મનીના ગળાં આસપાસ પોતાના પાતલા હાથો લપેટી તેણીના ખભા ઉપર પોતાનુ માથુ નાખી કઈ ગરીબ માણેક જીગરતોડ ડચકા ભેગવા લાગી

"ઓ મની, મારી પોતાની બેન જેવી મની, તુંને-તુને બધી વાત માલમ પડીછે?"

"હા, બધી પણ તુ રડ ના માણેક, એમ તો તુ તારી તબીયત વધારે બગાડસે એવી દલગીરીની વાત તુ ના કર બેન"

"હુ તો રાત ને દહાડો એનોજ વીચાર કરૂ ચ" માણેક ડચકાઓ વચેથી બોલી મનીએ ડાક્ટર પીરોજશાહ માટે આસપાસ જોયુ પણ મની અને માણેકને દુધ ને સાકર માફક મળી ગયલા જોઈ તે વૃદ્ધ તબીબ પોતાનુ કામ સરેલુ જાણી ત્યાથી ચાલી ગયા હતા

"શાત થા, માણેક, શાત થા હુ તુંને દીલાસો આપ વાને તુને ખુશ રાખવા અહી આવીચ, પણ આય શરૂઆત તો ઠીક નથી થઇ"

"મારા જેવી એક માટે શાતી હવે કયાથી હોય! પસ-તાવાના આસુ સીવાય મારે માટે હવે બીજુ શુ બાકી રહયુ ચ."

"ખોદા ઉપર વીશ્વાસ! તે માણેકની યાદની તારૂ પોણુ દુ:ખ તુ ભુલી જશે" મની બોલી "પણ બા માણેક

તુ જાણેચ કેની કે હુ આખા દહાડાની મુસાફરી સુદ્ધ પાકુ ખાતીજ ખાઈને જેમ તેમ જીવીચ તે હમણા તો મને કંઇ ડીને ભુખ લાગીચ હુ તો બા પહેલાથી રોકડુ પરખાઉચ કે મને તો ચાલતા ચાલતા જોભરવાનુ જોઈયે”

“હા, નાસતો તઈયાર કરાઉ વરદી મોકલુ છ, નીચે ટેબલપર—”

“નહી બા, હુ કંઈ નોકર ચાકરોના ઢોર હમામ વચ્ચે નીચે ખાવા જવાની નથી, મને તો અહી તારા ઓરડામાજ આ નાની ટેબલપર ખાવા બેસવા ગમશે” “મની પોતાની મતલબસર બોલી

“તારી કેવી મેહેરબાની કે તુ મારી આગળની આગળજ રહેશ ?” માણેક બોલી ઉઠી “જા લુઈઆ, અહી નાસતો લઈ આવ ને પહેલા મનીબાઈને તેવણના ઓરડામા લઈજા”

મની પોતાના ઓરડામા ગઈ મોહોડુ હાથ ધોઇને જયારે તેણી માણેકના ઓરડામા પાછી ફરી ત્યારે તે કાહેલી સુદરીને નાસતા માટે તરેહવાર વરદી આપતા સાભળી તેણી ખુશ થઈ

“ઈંડા હાફ–બોઇલડ લાવજે, નહી આય મારમલેડ નહી, મનીબઈને મીઠાસનો શોખ ઘણો છે પેલી કરંટ જામ લાવ કબાનુ માખણ ના લાવતી, તાજુ લાવજે, ને સીમ્પસનને ત્યાની મલાઈ મગાવ”

“પણ તુ આ બધી કોણ માટે હેજગારી કરેચ ?” મની બોલી “હુ કોઈ દહાડોબી એકલી બેસીને ખાતી નથી, માણેક, તુ નેબી સાથે બેસવુ પડશે, હ બા” એમ કહી તેણી મીનુની ધણીઆણીને પટાવી ટેબલ નજદીક લાવી

મીનુના જવા પછીથી આ પહેલેજ દહાડે માણેકે મન મુકીને નાસતો કીધો

"ડાક્ટર કહેચ કે મારે મહીનો દહાડો સુધી કોચપર આરેટઈ રહેવુ, મની, મને તે કેમ પાલવશે?"

"તેમા શુ મોટી વાત! હમેશના દોડતા ધામતાઓને તનની કંઈ બીમારીને ખાતર આખો વખત ઇઝીચેરપર આરે ટઈ રહેવુ પરેચ કે કોચપર સુઈને વાચવુ લખવુ પરેચ, તેવાઓને ત્યારે કેવુ ભારી લાગતુ હસે" મની બોલી. "આપણા કરતા બીજાઓ વધારે દુખી છે એમ વીચારી આપણે મારે સતોશ લેવો જોઈએ તે માણેક, આય બીજુ હાફ બોઈલ્ડ ઈંડુ, જો બા, તુ થોડુ ખાસે તો મનેબી સરમઈને અરધુ ભુખુ રહેવુ પડસે"

આ વખતે બુઝરગ ડા પીરોજશાહ બહાર પોતાની ડીસપેનસરીએ જવા આગમજ એક બીજો ફેરો માણેક આગળ મારી જવાને ઈરાદે ત્યા આવી લાગયા, અને બનનેને નાસતા ઉપર બેઠેલા જોઇ તેમજ માણેકને કઈક ખુશાલ જોઈ તેવણ બોલ્યા:—

"હવે માણેક બાનુ, મારૂ કઇ અહીયા કામ રહયુ નથી હવે ડાક્ટર મનીજેહ કામા આપાચ એટલે આપરે રૂખસદ લઈશુ" તેવણ હસ્યા "હવે બેહેન, તમારે માટે એક બીજુ કામ રહયુચ અને તે એજ કે જેમ બને તેમ માણેકબાનુ ટટાર થાય કે એવણુને તમારે ગામ લઈ જજો, ત્યાના ચેનથી બધુ દુખ દરદ પખોરઈ જસે" અને પોતાના બોલોથી પેલા બંને કેવા ચુપ અને વીચારવત થઇ ગયા હતા તે જોયા વગર તેવણ 'સાહેબજી' કરીને ચાલતા થયા

આટલી સેહેજ ચાલ હાલથી નબળી માણેક થાકીને નીસોસ બની ગઇ અને સાજ પડતા તેણી ઉંઘાઈ ગઇ.

આવામાસી સુરત જવા આગમજ મનીને મળવા સાજે આવ્યા પણ માણેકને સુતેલી જાણી તેવણ તેણીને મળ્યા વગર ફકત મનીને ભેટી પાછા ફરયા.

"બધુ વીગતે મારીપર ને હીરાબાઈપર લખતી રહેજે દીકરા, ને તારી પોતાની તબીયતબી સાચવજે મરૂ તારા વગર તો હમુને તારૂ જરા ચેન નથી પરવાનૂ પણ શુ કરયે બિચારી માણેકબઈબી તદ્દન એકલી છે તે"

એકલી પડેલી મની એક સોફા ઉપર અલેટાઇને બેઠી. તે મહાલની રચના અને જાહોજલાલીથી તેણી છક થઈ ગઇ હતી, અને આવી અમીરી મોટાઇ સાથ આવી ખુબસુરત બાયડી છતાં, તેનો બાપડો પિત્રુ દુખી બનયો હતો, એ કેવી સીહુા સરજત હતી!

કોઈબી રીતે આ વિખુટા પડેલા વાહલાઓને એક કરવા મનીએ ત્યાંને તયાંજ કસમ લીધા તેણી મીનુનો સ્વભાવ પીછાનતી હતી તે ભલો અમીરી અને નેક ખસલતી હતો પણ સાથે સાથે જાતી મગરૂરી પણ તેનામા હતી અને આવુ કગાળ અપમાન તેણુ જે મોહોડે સાભલ્યું હતુ તેજ મોહોડેની માફી મલ્યા વગર તે કદીબી તેણીની માફ નહી કરશે એમ મની નિશચ જાણતી હતી

છેક મોડેથી માણેક ઉઠી "કેટલા વાગયા મની?"

"નવ કેમ, તુને ઠાક લાગેચ?"

"એટલુ મોડું થયુ, મને માફ કરજે મની, તેં જમી લીધુ કે?"

"નહી, આજે તો નથી ખાધુ લીધુ, પણ હાવે જો એમ તમે વખત બે વખત મોટલો લેશો, બાઈ સાહેબ, તો આપરે મજેહુથી તરીયારૂં તાહરૂ કરી લહશુ"

ચાલ બા ચીકીન સુપ ઠડો પરેછ ને મને તો તરેના ખમણા હમેશા ગરમ ગરમજ ! ગમે"

આ પ્રમાણે દીવસો વેહતા ગયા. ડાકટર પીરોજશાહ એકાદ બે વખત આવી ગયા હતા અને પોતાના દરદીની

નાડ વધારે મજબુત થતી જતી હતી તે ઉપર તેવણ સંતોશ બતાવતા હતા

એક બપોર લુઈઝા આયા માણેકના હુકમ મુજબ ચાદી ની સાલવર લઇ પોતાની બાઈ આગળ હાજર થઈ લોકો રોજીંદા મુલાકાતે આવી પોતાનો કારડ છોડી જતા અને ડાક્ટરનો મળવાનો હુકમ નથી એમ સાભળી તેઓ ચાલી જતા

માણેકે એક પછી એક કારડ ઉંચકીને વાચવા માડયા

"મીસીસ પારેખ ! ઓહો, પેલા ઓનરેબલના વાઈફ મહીના એક ઉપર હમારે ત્યા ડીનર ઉપર આવીયા હતા

"લેડી હુલબઈજી ! માયરે, એવણને તો મલ્યા વગર પાછુ ફરતા બરડે પાણી ઉતરયુ હોશે !

"મીસીસ નવરોઝ જગ મુવા જબરા સીફારસના, ખોરીયા, સારૂ થયુ હુ નહી મળી તો, નહી તો માથુ ખાઈ જતે !

"મીસ સુનાબાઈ સટાક ! બુઢી પટપટ ખોરી, ખાસ્સી પચાસ ઊપરની ઉમર થઈછ અને બધી જવાન છોકરીઓમા ભેરાવાના અભખરા !"

લેડી નાઝા માય કામા ! વણાજ ભલા બાઈ, એવણના ભાઇ ઓનરેબલ મેહરજીભાઈ શુ બાહોશ આદમી છે

"મી૦ અને મીસીસ બનાજી ! થેકયુ, દુરના સગા થાય પણ દુશમન કરતા નબેહતર !"

"બેજન બહાદુરશાહ ! આ શોખઈ જોઇ ? મારી સાવકી માયને ત્યા ફક્ત એક વખત એની સાથ ઈનટ્રોડયુસ થઈ હતી, તેમા મુલાકાત તે કેવી આપવા આવવાની ? લે લુઇઝા, બધા નીચે લઈ જા અને કારડ–બાસ્કેટમા મુકી આવ હમણા એ લોક કોઇનુ કામ નથી"

"એમ બધાંને મળવા જવાનુ કેવું કંટાળાભરયું થઇ પડે?" મની બોલી

"નહી, મારૂ બીજુ કામજ શું છે? પણ હમણા તો કોઈબી રીતે મારૂં મન રોકાતુ' નથી મની, તુને ડા૦ પીરોજશાહે કહયુ કે મારી બીમારીનુ કારણ શુ છે?"

"હા, થાક ને જરા જોઇયે તે કરતા વધારે એક્સાઈટમેનટ—તેજ કેની?"

"નહી, બીજુ બી કારણ છે મને ખોદાયજી બચ્ચું આપવાના છે"

મનીનુ જીગર ખુશાલીથી ધપકવા લાગ્યુ આહ! ત્યારે અ તે ફીરોઝબાગ ખુશીનુ ધામ થનાર છે હવે તેણીને લાગયુ કે તે વર વહુને પાછા એક કરવા માટે એક બીજી રીતે તેણીનો રસ્તો સેહેલ થયો હતો કારણ બાલકની મીઠી પધરામણી એ ધણી ધણીઆણી વચ્ચેના પ્યાર અને જોડાણની એક મજબુત સાકળ સમાન છે કોઈબી ખાવીદ પોતાના બચ્ચાની માતા તરફ બેરહેમીથી વરતે તો તે ધણીના એલકાબને લાયક નથી એ એક ખુદાઈ ઘરની એવી બેમુલ બક્ષેસ છે કે જેનાથી સસારનું સુખ સફળ થયલુ માનવામા આવે છે

"ઓ મની, આ ખબરે મને ખુશાલીથી ઘેલી બનાવી મુકીય—જો એ વાત હું જાણુના પામતે નહી તો હુ જીવવાળી માગતે નહી" માણેક બોલી

આવતી કાલે બેહેરામ રોજ હતો મની જેણી આજ આઠ દીવસ થયા માણેકને ઘર આવી હતી અને જે માત્ર તેણીના સીક રૂમ સીવાય બીજે કેથે બહાર નીકળી ન હતી તેણીએ આતશબેહેરામ એક કલાક જઈ આવવા માગીયુ.

"મને તારા વગર કેમ સોહવાસે, પણ તુ જલદી પાછી આવશે કેની ડીયર?"

"હાસતો પાણીના રેલાની માફક ચાલતી ગાડીમાં જઈને આવવાનુ એટલે વાર નહી લાગે"

માણેકની વરદીથી ગાડી તઈયાર થઈ અને મની બહાર પડી પાચ અને છ મજલાના ભયકર ઉંચાઈના ઘર જોઈ મનીના પેટમા ફાળ પડી આવતી જેના પેલા ભવમા કાઇ પાપ હોય તેવાજ આદમી એવી ઉંચાઇએ કેદ પડે!! એ કયે જનમારે નીચે ઉતરતા હશે અને આવી ભરચક વસ્તીમા વસનારાઓ ફરવા કયા જતા હશે? ઉપલા મજલાના બે ચાર ઓરડામા રહેતા ને આટલી હદમા સકોચાઈ રહેલી જગીયામા ઘેરાઈ રહેતા તો મનીના પગ બધાઈ જાએ એમ તેણીને લાગીયુ અને વીચારમા મની મશગુલ થઈ ગઈ તે સદાની ગામડાના એકાતમા રહેલી છોડી, ચાર બાજુએથી દરીયાના મોજા મીસાલ જાત બેજાત આદમીઓને ઢગલા-બધ ટ્રામ અને ઘોડાગાડીની વચેથી બીન દેહેશત ચાલતાં જોઈ મનીની કલેજી થરથર ધ્રુજતી! દરેક પળે તેણી સતરેક આદમીઓની કચરાઈ જવાની ફીકર કરતી! જયા દીવસમા બે કે ચાર ડજન આદમીઓને પોતાના રસ્તા ઉપરથી પસાર થતા જોવાની તએહ, ત્યા એક વખતે કાઈ સેકડોને રસતા ઉપર જોઇ આ મોટા શેહેરોની જીદગીથી અંજાણ, ગામડામા વસેલી છોડી એમજ ધારતી કે મુબઇના તમામ ઘરમા બધાં રહેવાસીઓ તે પળે ગોયા રસ્તા ઉપરજ ઉતરી આવ્યા હોય! અંતે વહાડયાજીના આતશબેહેરામ આગળ તેણીની ગાડી થોભી જયારે તેણી આ પુરાતમ પવીત્ર મકાનમા ખોદાની યાદમા સર ઝુકાવી ઉભી હતી ત્યારે શુ તેણીની અજાયબી! આતશના હુરમદ કેબલા આગળ સર નમાવી તેનો નેક

અદરાયલો ખાવીંદ મેહેરનુશ તે કેરદેગારની બદગી કરતો હતો મનીએ મેહેરનુશ ન જોય તેમ પાછળથી તેને ઓવરણા લીધા

બહારના હોલમા તેઓ એકમેકને મળ્યા

"તમે અહી, મેહેરનોશ?" મનીએ પુછ્યુ.

"હા, મની, તમને ફીરોઝપુરથી ગયલા જાણી મને ત્યા ચેન પડયુ નહી, તેથી હુ પણ અહી ચાલી આવ્યો. કેમ આનદમા તો ખરા?"

મનીએ હવે તેને પોતાની ગાડીમા જગીયા આપી અને બને સાથે માણેકના મકાન તરફ આવી પુગ્યા

"અદર આવો મેહેરનુશ"

"નહી, મની, આજે નહી કોઇ વખતે જ્યારે માણેક બાનુ વધારે ટટાર થઈને નીચે આવી શકશે, ત્યારે પણ તારી રજાવદી હોય મની, તો હુ અવારનવાર તને મળવા આવીશ." અને મનીએ હસીને હા મા ડોકયુ કરયુ કે તે રજા લઈને ઉઠયો

---

## પ્રકરણ ૩૦ મુ

---

### મનીની મેહેનત સફળ

આ બધો વખત માણેકની તબીયત સુધરી ગઈ પણ તેણી કદીબી મની સામે પોતાના વરની વાત કાઢતી નહી તેથી મની ઘણી ઇતેજાર રહેતી

એક દહાડો તેઓ બને બેઠા હતા તેટલા માણેક બોલી.

"મની તુ શુ વીચાર કરેચ!"

"મારા બેહેસતી મનજી મામાનો હુ વીચાર કરૂચ આજે તેવણને બેહસત પામવાને દોઢ મહીનો ઉપર થઈ ગીયોચ. ગરીબ બિચારા મારા મામી —"

"હુ ઇચ્છુ છ કે તું તારા મામા મામીની વાત મારી આગળ નહી કરે," માણેક ધીમે અવાજે બોલી

શુ હજુર આ છોડીને તે મરહુમ નર તરફ ખાર હશે? મની અજબ થઈ ગઈ

"માણેક, ખચીત એક ગુજર પામેલા આદમી તરફ આપરે કેમ અભાવ રાખી શકીએ, તુ —"

"નહી, મારી બેન તેમ નથી, મારા જીગરમા પસતાવાના ચમટા તુટેચ, હું તેવણ તરફ કેવી બેઅદબ થઈતી એને—અને—તેવણની માફ માગવાનીબી તક મળી નહી" માણેક અતી ઘણા દુખી અવાજે બોલી "તુ જાણેચ મની કે મીનુ તેવણના મરતા બીછાણા આગળ વખતસર કેમ નહી આવવા પામીચો?"

"હા મે કઈ અટકલ કીધી જો કે મને મીનુભાઈએ કહયુ નથી"

"હા, તેથીજ એ મારા ઉમરાવ ખાસીયતના ધણીના દીલમા મારે માટે એટલો ક્રોધ ભરાયો, તેથીજ એણે મને માફ કીધી નહી, તેથીજ એ મને તરછોરી ગીયો, અને ઓ ખોદા! હવે હુ એને કયારે મલશ, અરે કયારે મલશ!" અને મનીની અજાએબી વચે તે તકિયા ઉપર માથુ પટકી વરથી વીખુટી પડેલી અબલા જુદાઈના આજુ નાખવા લાગી

"ત્યારે તુને મીનુ યાદ આવેચ?" મની તેણીની લગોલગ આવી બોલી.

"યાદ ? મારા ખોદા, મને એવુ થાએચ કે હવે તો હુ એના વગર જીવીજ નથી શકવાની, પણ એ મને કદી બી માફ કરશે નહી, કદીબી નહી ઓ ખોદા મારી અભી-માની બરે મારા તુચ્છકારથી મે મારે હાથે મારા માટે દુનિયામા દોજખ ઉભુ કીધુ, એમા કસુર કોઈની નથી," અને માણેકે ફરી કલપાત જારી રાખ્યુ.

"પણ ત્યારે તુ એની ઉપર લખતી કાય નથી," મની બોલવા ગઈ

"હુ કીયે મોહને લખુ ? જે મોહને એને જુઠ્ઠુ કહયું કે હુ એની તરફ નહી પણ— પણ બીજા તરફ ખેચાતી હતી, અને તે મારૂ ભયંકર જુઠ્ઠુ, એ ખરૂ સમજયો મની જે દહાડે હુ એ મારા ભલા ધણીના ખભાપર માથુ નાખી મારી બધી અભીમાની માટે માફ માગનાર હતી અને તે મને મારા જીવજાન કરતા પ્યારો હતો એમ કબુલ કરવાની હતી તેજ દહાડે નાપાક શેતાન આડે આયો અને એણે મારી સાથે ઉશકેરઇને વાત કીધી તે વખતે નમી જવાને બદલે હુ સામી થઈ અને તેને સતાવવા અને ખાલી પજ વવાને હરધુત કરવા મે મારે મોહને હરડતુ જુઠ્ઠુ કહયુ કે, હુ બીજા તરફ ખેચાતી હતી તેમ નહી હતુ, ખોદા સાહેદ છે કે તે બને તેમ નહી હતુ, બલકે તેથી ઉલટુ જ તે આદમીને તો હુ મારા ખરા દીલથી ધિકકારતી હતી, પણ મને સારૂ સુઝયુ નહી અને જયારે સદાના સુખી થવાની આઇન ઘડી આવી ત્યારે સેતાન આડો ફરીયો ને મારા કર-તુકથી મારો વર મને છોડી ગીયો"

"ના રડ માણેક, ખોદા ઉપર ભરૂસો રાખ, ને મારી ખાત્રી છે કે હજુરબી સૌ સારૂ થશે" મની તેણીને દીલાસો દેતા બોલી "ખોદાના હજારો શુકર કે અ તે એવો વખત આયોચ"

કેવો વખત ? આય જીગર તુટી જાય તેવા ડચકા ખેંચવાનો ?" માણેકે પુછ્યુ

"નહી, સારી આશા રાખવાનો તુને એની દરકાર છે, અને તુ એક બોલ લખશે તો એ ઉડીને આવશે"

"પણ મે પોતે એને કહયુ કે હુ એને ધિકારૂચ હવે એ બોલો એ કેમ માફ કરશે ? મની, મારૂ જીવતર રદ થઈ ગીયુચ, હુ કાઈબી દહારો પાછી સુખી થવશ નહી"

એક બોલબી વધારે બોલ્યા વગર મની ખરીયો કલમ ને કાગળ લઇ આવી

"લે, મારી વહાલી બેહન, તુ એના ઉપર કાગજ લખ ને જો એ ઉડીને નહી આવે તો મારૂ નામ નહી"

પણ માણેક અચકાઈ; તે કેવી રીતે લખે ? કદાચ તે જવાબ નહી વાળે અથવા તો ધિકકારથી તેણીનુ કાગળ પાછુ બીડે "મની, મારૂ દીલ, મારા હાથ ચાલતા નથી, હમણા જે મે કહયું તે બધુ તુ લખશે ? જરાબી મારો બચાવ કરયા વગર તુ વીગતે એની ઉપર લખશે ?"

મની લગાર ફિકકી પડી ગઇ શુ માણેક હજુર મગરૂર હતી

"જો તારી એવીજ ખાએશ છે તો થોબ હુ લખી નાખુ"

હવે મનીની કલમ ચરચર ચાલી તેણે બોલ બોલતામા ખાસાં છ પડ ભરી નાખ્યા

"લે માણેક, આય વાચી જો, હુ તો નાચે જાઉછ બા તુ કાગજ વાચીને બીરી નાખજે, આય શુ ઘટ ઠોકઇ રહયોછ, મારા મેહેરનુશ મલવા આયા હોશે હુ નીચે જઈ આઉં"

"માણેક આગળ મનીએ પોતાના અહરાએલાની બધી

વાત કીધી હતી એટલે તેણીએ મનીને જવ        અને પછી તેણીએ તે કાગળ વાચ્યો"

ગરીબ માણેક! તે વાચતા જે રીતે એણે દુ:ખનો એક દરયાવ આસુથી ખાલી કીધો તે જોઇ ખચીત કોઈનુ બી દીલ દાઝી જયા વગર રહે નહી

આ વખતે મની ખામખા ખડીયો કલમ માણેકના બિછાના આગળ મુકીને ગઈ હતી, તેમ વળી થોડુ કાગળ પણ કોરૂ રહેવા દીધુ હતુ હઇયામા થતા ઉભરાને વધુવાર ન અટકાવી શકવાથી માણેકે કલમ લીધી અને ખોદાતાલાનુ નામ લઇ નીચલા બોલો ઉમેરયા "મીનુ, આવ! પાછો આવ! હુ તારા વગર જીવી શકતી નથી."

તે લખીને તેણીએ ઝટ કાગળ બીડી દીધુ અને આયા લુઈઝાને બોલાવી તે પોસ્ટમા નખાવી દીધુ

મની જયારે પાછી ફરી ત્યારે માણેકને ખુશાલ જેવી બનેલી જોઈ પામી ગઇ કે નજદીકમા ખડીયો કલમ મુકી જવાની તની મતલબમા તે ફાવી હતી

"કાગળ ગીયુ ક?"

"હા"

"ચાલ ત્યાર તો હવે મીનુ આવીને ઉભો રહેશે"

"કોણ જાણે, પણ એ મહીના સુધી મોત જીવત જેવી ઇતજારીમા રહેવાનુ મને કેવુ ભારી લાગશે" એ માણેકનો બળાપો હતો

એક દહાડો માણેક અલેટાઈને પડી હતી અને મની તેની સામે બેઠી 'જામે જમશેદ' વાચતી હતી, તટલા મની સખત ચોકી અને ગભરાટમા તેણીના હાથમાથી નયુસપેપર પડી ગયુ. તેણીએ ફેગલાએલી નજર માણેક તરફ ફેકી આ

તેનો ભય તેણી જોવા નહી પામી હોય તો સારૂ, પણ કાંઈ કુદરતી બસારતને આધીન થઈ માણેક એકદમ ઉઠીને ઉભી થઈ

"શુ છે મની, તે પેપરમા શું વાચ્યુ, મને કહે"

"નહીરે શુ હોય, એતો પવનના જોરથી પેપર ઉડી ગીયુ" મની બોલવા ગય પણ તેણીના ધ્રુજતા હોઠો કંઈ ગભરાટની સાહેદત આપતા હતા

માણેકે એક શબ્દ વધુ બોલ્યા વગાર પેલુ "જામે" હાથમા ઉઠાવ્યુ. સામેજ મોટા હરફે "ચીનની ખબર" કરીને છપાયુ હતુ તેની ઉપર તેણીએ ઉતાવલે નજર ફેરવી

"ચીનમા ભયકર મરકી ગોરા લશકરમા બે મરણ"

એક તીણી ચીસ પાડી માણેક પડોશની ખુરસીમા બેસી ગય

"જાબા માણેક તુ તો અમથી ફાળ ખાએચ એતો ઓદા રાખે એવો તદરોસ્ત છે, પણ ડાકટર દાખલ એને બધી ઉઠવેઠ કરવી પડતી હોશે"

પણ મનીના આ ખુલાસાથી તો માનેક વધતા હેબતાઈ ગઈ

"માણેક, આજેજ મારે ફીરોઝપુર જવું જોઇએ મામીના હાથમા એ પેપર ગીયુ બીયું તો એવણ બીચારા ધાસ્તીથી બિમાર પડી જશે માણેક, હવે મારે જવુ જોઈયે પદર દહાડા તો થયાબી"

"માણેક તુને શુ થયુચ' કઈ બોલતીબી નહી" અને મની ગભરાટથી તે છોડી આગળ ગઈ

"મની, મને છોડી જતા ના, મને લાગેચ કે હું જીવી શકવાની નથી મરકી? જયા મીનુ છે ત્યા રેજીમેટમા મરકી?" તેણી દબાતે અવાજે બોલી.

"હવે માણેક તું નાદાન થાએથ, મારાં બિચારાં મામી નોબી મારે વીચાર કરવો જોઈયે કેની—"

"ઝનેમી સાથે લેતી જા" માણેક ઉઘરેટી જેવી બબડી.

શુ મની આ ખરૂ સાંભળતી હુતી? તેણી તદન અજાએબી અને ખુશાલીથી ડગ થઈ ગઈ

"કાહુ ફીરોઝપુર? તુ ખરેખર કહે છે માણેક?"

"હા, પણ નારા—મારા—સાસુમાય મને ઘેરમા લે તો"

"ઓ તે વાતની તો મારી પુરેપુરી ખાત્રી છે"

"જેવી ચાલ મે એવણુ તરફ ચલાવીછ તે પછીથી એવણુ મને આવકાર આપશે એમ તુ ધારેછ?"

'તદન ખાત્રીથી પણ જો માણેક ડીયર, તુને આવવુંજ હોવ તો આપણે ડા૦ પીરોજશાહનુ મત લેવુ જોઈયે કે તારેથી મુસાફરી કરાય કે?"

ડાકટર તો એ વાતને તુરત વળગી પડયા

"ગામરેની હવા એના જેવુ બીજુ શુ સત્તર આનાનુ સુન્નુ! ફરસટ કલાસનો એક કમપાર્ટમેટ રીઝરવ કરીને જજો ને માણેકમાનુ બધો વખત અરેટઈ રહે તો બસ કઈ ફકર નથી પછી મારે તમારે રોજી દી બાઈ માછી ને તારી તુમરીને પાપરીનુ ઉમરીયુ બધુ ખા૦ને લાલ લાલ થઈને આવજો ડાકટર પીરોજશાહની રમુજ પેલી મને નારને જરાબી હુસાવતી નહી, કારણ હમણા તેમના મગજને શાન્તી ન હતી

બગાર પડતા માણેક એકાએક બોલી "મની, મને અ તશમેહેરગામ જવુછ, તુ આવગે!"

કઇ એવી અમળા છે કે જે પોતાના વહાલામા વહાલા એક જીવને જરાબી ધાસ્તામા જોય ત્યારે પરવરદેગારની યાદ

નહી કરે આવા હીગામમા ખોદાની યાદ નહી કરનાર સગ દીલને ઓરતના નામને લાયક કેવી સજાનાર નથી માણેકના આ માગણીથી મનાની અખના ખુશાલના ઝલઝલયા ભરાઈ આવ્યા અને અરધાએક કલાક પછી તેઓ નુરી કેબલા સનમુખ સર નમાવો આવવા વિદાય થયા

મનીએ ચીઠી લખી પોતાના મેહેરનુશને પોતાની અચબુચ ઉડાગારીથી વાકેફ કીધો અને તે જવાનને પણ મુબઈમા કશુ ખાસ રોકાણ જેવુ ન હોવાથી તે પણ ત્યારે જવા તઈયાર થયો

સ્ટેશન ઉપર મનીએ પોતાના અદરાએલા જવાનની માણેક સાથ ઓળખ કરાવી અને ગાડી ઉપડતા જયારે તે બને નારો એકલી પડી ત્યારે માણેક બોલી

"મની, તારા મેહેરનોશ કેવા ગરીબ ગાયને મુગો મોહનેના લાગે છે, એવો સાદો માદો જવાન ઘણો ગમે છે"

"મારા જીવ કરતા વધારે, કારણ એની અસરાફી એટલી છે કે તુ સાભળશે ત્યારેજ એની કિમત કરશે મારુ ખેચાણ એના તરફ થવાનુ સઉથી વધતુ કારણ એ છે કે એ ખરેખરો શુધ્ધો અહસ્થ છે" મની ઉલટથી બોલી

"અને મારો મીનુ, મારા બાદશાહ જેવો ધણી, તેનો મે આધળીએ આટલો તુચ્છકાર કીધો"

"મને માફ કરજે માણેક, પણ ખચીત મારેથી બોલ્યા વગાર રહેવાતુ નથી કે ભાગ તારા કે તે આવા તારા ભલા ખાવિદનો તુચ્છકાર કીધો હતો દુનિયાના ગજને ખાતરબી મારા ગમે એવા સાદા માદા ધણીને જીગરથી તો શુ પણ એક ખ્યાલથીબી બેવફા બનુ નહી માણેક, એમ તારા જીગર કરતા તમારા મુબઈના માબાપોની ખોટી રીત

ની કેળવણીના વધારે કસુર છે પણવુ તે જાણે મોજમજાહ માટે કે વરના પઈસા ઉડાવવા માટે એવો ધખારો તમારી તરફની જવાન છોકરીઓના મોટે ભાગે છે એકાદ બે મુંબઇની બાનુઓ અમારા સુરત તરફ પરણી આવીચ ખરી અને તે લોક બાવાજીની બુચીઓ માફક બત્રીસ ને પાત્રીસની ઉમરે પણવા માટે પુછ્યુ તો જવાબમા તે લોકે સાફ કહયુ કે અમારા શોખ પુરા પાડે તેવો વર મળે ત્યારે પરણીયે કેની ? માય બાપને ત્યા સુખી હોઇયે તો શુ કામ વરને ઘેર ઘસડબોરો કરવા જઇયે ? કેવા સુફીયાણા વીચારો ! અને તેથી તારા મુંબઈમા મોટી ઉમર સુધી છોકરીઓ કુવારી પડી રહીચ થોડી કમાણીના પણ આબરૂદાર જવાન સાથે પોતાનુ નસીબ જોડી, લગન એ એક મોજ નહી, મગર પોતાના માબાપના ઘેરની સુખ સગવડનો થોડો ભોગ આપવા માટે તમારી તરફની છોકરીઓ તઈયાર થતી નથી એ ઘણી દલગીરીની વાત છે અલબત મુંબઈના માબાપો અને છોકરીઓ કાઇ બધીજ એવી નહી હશે અપવાદ પણ હશે પણ સાચ્ચુ બોલ, માણેક, તારા ઉંચ ખાનદાનની બરોબરયુ સાસરૂ તુને નહી મલ્યુ, અને તેવી અભીમાની ખાતર તે તારા ધણીને હીણયો, પણ તારાં જેવા મોટા ખાનદાનના કોઈ જવાન સાથ તુ પરણી હતે તો એવો હેતાળુ ખાવીંદ તુને મળતે ?"

"માણેકની નજર આગળ નફ્ટ લવજીનો દેખાવ આવી ઉભો અને તેણીએ કમકમીને આખ વીચી દીધી

"હવે, છેક હવે, હુ સમજુ છ ક પણવુ તે ખાનદાની મોટાઈ જાળવવા કે પઈસાની રેલછેલ વાપરવા નાહીં, પણ આપણે માટે એક હેતવતા ધણીની રાહબરી સાથનુ સુખી વર કરવા આજસુધી હુ ત તરફ કેવી આધળી થઈ, પણ હવે મની, મને મીનુ માફ કરશે કે ?"

દહાડામાં દશવાર આ માણેકનો સવાલ હતો

"ખરા દીલનો પસતાવો કરનારને ખોદાતાલા હમેશા માફ કરેચ અને મારી ખાત્રી છે કે હવે તારા સુખના સવાર વહેલી ઉગશે" એ મનીની શુભ અગામચેતી હતી.

———( °o )———

## પ્રકરણ ૩૧ મુ.

———

## સુખી સેવટ.

મની પોતાની સાથે માણેકને લઈ એકદમ ફીરોઝપુર ઉપડી ગઈ, તે વખતે મનીના કહેવાથી મેહેરનોશે પોતાના બાવા ઉપર વીગતે તાર કરી તેઓની સરવેની પધરામણીની ફીરોઝબાગમા ધીરેથી ખબર આપવી એવુ માંગી લીધુ

હીરાબાઇ અને આવામાસી જામાસ્પજી જાગીરદાર તરફથી મની અને માણેકની આવતી કાલે ત્યા પધરામણી થનાર હતી તે જાણી અજબ થઈ ગયા.

"માય, ગમે તે કરો પણ એ ફીરોઝબાગની શેઠાણી તો ખરી એટલે અહીં આવતી હોશે" આવામાસી બોલ્યા, "પણ રખે આગલના જેવોજ તુમાખ ને મસતકે રાઈ લેતી આવે"

"નહી નહી આવાબાઈ, આપણી મની રોજ લખે છે કેની કે માણેક કેવી ભલી ને ડાહી થઇ ગઇછ ને પોતાની આગલી ચાલથી કેવી પસતાયછ ભલે મરૂ આવેછ તો એને અહીં આવેલી સાભળી મરૂ મારો મીનુબી વહેલો આવશે. લાવ આજેજ મારા દીકરાને એ ખુશ વધાઈ લખી નાખુ હીરાબાઈ આમ બોલ્યા ખરા પણ તેવણની વહુ ખરેખર ફેરવાઈ ગઈ હતી કે તે માટે તેમના મનમા પણ હજુર શક હતો.

બીજે તેવણુ પોતાની રબરટાયરડ ગાડી સુરતને સ્ટેશને મોકલી અને આ બને બેનો બારી ઈતેજારીમા આગ ળના ઓરડામા વાત જોતા બેઠા "આવાબાઈ જેમ છેલ્લી વખતે માણેકબાનુ મારી તરફે ટીચકુ ચહડાવીને ચાલતીતી તેમ જો આય વખતે કરશે તો મારી તરફથી કોણ બચાવમા ઉભુ રહેશે? તે વખતે તો મને મારા ધણી ને દીકરા બેઉનો ટેકો હતો, પણ-પણ—અને ગરીબ બિચારા હીરાબાઈની આખમા પાણી ભરાઈ આવ્યા

"ઓ લેવો ગાડી આવી આય શુ મનીનો હસતો ચેહેરો ગાડીની બારીમાથી દેખાયછ ખોદાયજીપરથી મરૂ! ને અતે એ લોકો આવી પુગા ખરા આવા માસી આગલી તરફ દોડી જતા બોલ્યા

"ઓ આવામાસી, હીરાબાઈ તમે કેમ છો? લેવો મામીજી, હુ તમારી વહુમાયને લાવીછ" મની તે બને બુઝરગ બાઈઓને ભેટી પડી, પછી માણેકનો હાથ હીરાબાઈના હાથમા મુકીને બોલી

હીરાબાઇએ નજર ઉચકીને તે ફીકા ચેહેરા તરફ જોયુ, પણ માણેકની આખમા પસ્તાવા અને કાકનુદીના ઝળઝળીયા જોઈ તેવણનુ દયાળુ જીગર તરતજ તેણી તરફ દોડયુ અને તેવણે હાથ પોહોળા કીધા તુરતજ માણેક તે એક માતા જેવા નેક બાઇને વળગી પડી ડુસકે ડુસકે રડવા લાગી

"તમે મને કેમ માફ કરશોજી માયજી મારા પોતાના માય જેવા ભલા ને ખરખરા ખેરખાહ, તમે મારી બધી બેઅદબી માફ કરશો' તેણી બબડી

"મારી દીકરી" તેવણ એટલુજ બોલી શકયા.

"મારા મીનુ આવે ત્યાં સુધી મને અહી રહેવા દેશો, માયજી"

"ચાલ બા માણેક, તુ એમ વરી પાછી ઉશકેરાશે તો તબીયત બગાડશે તુને ને હવે પછી પધારનારા ફીરોઝપુરના વડાલા વારેસને સભાળતા સભાળતા હવે તો હુ કટાળી ગઈ. હવે તો બા તું છે તારા સાસુ છે એવણ સાસુ દાખલ ને બપઈ દાખલ બધી ઉઠવેઠ કરી લેશે, મને તો હવે દમ ખાવા દેવો મનીના આ ખુલાસાથી હીરાબાઈ અને આવા માસીની ખુશાલીનો કગો પાગ રહયો નહી

"હુ મરૂં મારી દીકરી, આએ ઘરબાર સઉ બધા તમારાજ છે અને હીરામાઈ ફરી પાછા પોતાની વહુને ભેટી પડયા

"નહી, નહી, હુ તમારી ઓશીયાળી છેઉં, મારે લીધે આજે તમારૂ ઘેર સુહનુ થઈ ગીયુ ખોદા ખાતર મારી તરફથી કાકલુદી કરી તમારા દીકરાને લખો ને એને બોલાવો, ત્યા વગર મને જપ મળનાર નથી"

ગરીબ હીરાબાઈ, તેમને લાગ્યું કે અતે તેવણની સબુરીનુ ધન મળ્યુ હતુ.

પેલી તરફ ચીન ગયલો મીનુ તદન ગમખ્વાર ને મુગો મોહાડેનો બની ગયો હનો તેને ગોયા હવે જીદગીમા કશી મોજ રહી ન હોય તેમ તે કામની વખતે કામમા ધ્યાન આપી બાકીનો વખત એકલો ફરયા કરતો માણેક તેની યાદમાથી એક ઘડી કે અક પળ ભુલાતી ન હતી ઘણીકવાર તેને લાગતુ કે એકદમ પોતાની બાનુને તરછોડી ચાલી આવવામા તેણે ભુલ કીધી હતી, પણ જે ભયકર ખુલાસો તે હોઠોમાથી બહાર નીકલ્યો હતો તેની યાદે તેનુ દીલ સખ્ત થઈ જતુ.

માણેક તરફથી એકજ માફીનો સખુન અને તે વાપર ઉડીને તેની બાજુમા જવા એકકે પગે હતો પણ હમણા

સુધી તે તેને લાગ્યું કે તેણી પશતાતી હશે નહી તેણી ત્યા દુર શુ કરતી હશે! તેઓનો મેલાપ આ દુન્યામા પાછો થશે કે? ગરીબ મીનુ, તેને લાગ્યુ કે આ બે માસની જુદાઇમા તે બીજા વીસ વરસ છુટો થઈ ગયો હતો

આ તેની મુજવણુ અને ગમી ઓછા હોય તેમ તેની રેજીમેટમા મરકી ફાટી અને બાપડા મીનુને પોતાના ધધાને ખાતર ફરજયાત પલેગના દરદીઓની રાત દીવસ ઉઠવેઠ કરવી પડતી લશકરમા ગભરાટ ફેલાયો અને એકદમ છાવણીને કલકતા પાછી ફરવાનો હુકમ મળ્યો, મીનુ, જે હીદુસ્તાનના કીનારાથી દુર રહેવા માગતો હતો તે આ ખબરે દલગીર થયો પણ તેજ દીવસે મુબઈનો મેલ આવ્યો તેમા તેને માટે બે કાગલ હતા

પહેલુ મનીના મોટા ખુલ્લા હરફેનુ લખેલુ હતુ તે તેણે ખોલીને વાચવા માડ્યુ

એ તેજ કાગળ હતુ કે જે મનીએ મુબઇથી લખ્યુ હતુ અને તેમા માણેકે પોતા તરફથી જીગર પીગળાવનારો ઈસારો પણ કરયો હતો

તે પોતાની આખ કે સમજ શકતી ઉપર ગોયા વીશવાસ મુકી શકયો નહી શુ આ તે ખરૂ વાચતો હતો? તેના ધ્રુજતા હાથોનાના કાગલની એકકે એક લીટી ખુલાસે વાર બતાવી આપતી હતી કે માણેક નીરદોશ હતી, ફકત ઉતાવળી હેકરાઈ સીવાય બેવફાઈ જેવુ તેણીનામા કશુ ન હતુ તેની પરણુતર તેની પોતાની હતી

"ખોદાના શુકર!"

આ કાગલ વાચતા ગરમ આસુઓનો ધોધ તેની આખમાથી ઉતરી આવ્યો અને એકદમ હીંદુસતાન ઉપડી જવાની

તેણે ઉતાવળ કરી મુકી સાથે જે બીજુ કાગળ હતુ તે તેની માવતર તરફનુ હતુ અને તેમા તેણીએ માણેક ફીરોઝ બાગ આવનાર હતી તેની ખુશ ખબર જણાવી હતી મીનુ કલકતામા હવે થોભે જ શાનો? હીન્દુસ્થાન આવી પુગતાજ તેણે રજા મેળવી અને તે મહી તટલો વખત તેને જાણે જમાના જેટલો લાબો લાગીયો અને મુબઈ આવી સુરતનો મેલ પકડી ઉપડી ગયો તે આગમજ પોતાનો મુબઈ આવી પુગવાનો તાર તેણે ઘર છોડયો

સુરતના સ્ટેશન ઉપર તની ડોગકારટ તઈયાર હતી તેમા કુદકો મારી તે ચઢી બેઠો

"કેમ મકના, ઘરમા બધા સારા છે કે?" તેણે પુછયુ

"હવે" મકના ઘોરાવાળાએ ફાટા અજીર જેવા હસતા મોઢાએ કહયુ "બધાઆઆઓ હારા છે"

બેશક ફીરોઝબાગમા ખુશાલી પથરાઈ રહી હતી ઘરના બેટા અને માલેકે જેટલો અચીતો ઉપડી જઇ સરવેને ગમમા ગીરફતાર કરી મેલ્યા હતા તેણે તેટલોજ અચબુચ સરવેને ખુશ કરી નાખ્યા હતા

આગલા ઓરડામા હીરાબાઈ તેને પહેલા મલ્યા

મારા દીકરા, મારી આખની રોશની "તેવણ તેને ભેટી પડતા બોલ્યા

મારી માણેક અહીં છે, માયજી, એ સારીકાની છે કે? મને રોકતા ના, માયજી એની પાસે જવા મારો જીવ ભરાઈ રહયોચ"

"હા દીકરા, પણ બીચારીની તબીયત જરા નરમ છે, એના ઓરડામાજ છે મીનુ, મારી સાકરમી વહુએ કુ કેવી સુખી છે"

હવે મીનુ ચાર ચાર ફાડયે ચઢનો ઉપર પુગ્યો મનીએ મુગે મોહડે દરવાજો ખોલી મીનુને તેની મોહરદાર પાસ મોકલ્યો.

આ વીખુટા પડેલા વરવહુને સાથે મેળવી આપનાર મની હતી અને આ અર્ઠન ઘડીએ દરવાજો ખોલનાર પણ તેણીજ હતી!

ત્યાના પલગ ઉપર ઈનતેજારીથી નીસોસ જેવી થઈને માણેક પડી હતી છેલ્લી વડી સુધી તેનો ખાવીદ તેની પાસે આવશે કે તેની ગભરાટભરી ઈનતેજારીમા તેણી તાપથી હેરાન જેવી પડેલી હતી, પણ મીનુના માનીતા પગલા તેણીને કાને પડતાજ તેણી ઝબકીને ઉઠી

“ઓ મીનુ, તુ મને માફ કરશે?”

એક સખુનબી બોલ્યા વગર મીનુ તેણીના દુબળા લ-બાએલા હાથોમા દોડી ગયો કે બસ, તેઓ ગોયા બહારની દુનયાજ ભુલી ગયા!

* * * * * *

ચીનથી મીનુ આવ્યો તેને એક વરસનો ગાળો નહી ગયો છે અને આજે આપણે તે એકવાર પાછા સુખી થયલા કુટુબને ફીરોઝબાગના મોટા દીવાનખાનામા ભેગા મળી વાતે બેહેલા જોઇએ છીએ

“માયજી, તમે આવશો?” માણેકે એક હેતાળુ બેટી જેવા મોઠા હલકે હીરાબાઇને પુછ્યુ. “મીનુ બોહસ કરેછ કે આપણે બે મહીના મુબઈ જઈ આવીએ અને જોકે મને તો ફીરોઝપુર મુકવા નથી ગમતુ, પણ તમે આવો તો જઈએ”

હીરાબાઈના ખોળા ઉપર તેનનો નબીરો ફીરોઝ જે એક માત્ર સાત મહીનાનુ તદરોસ્ત ગુલેગુલાબ જેવુ બચ્ચુ હતુ તે બેફીકર પોઢી ગયા હુતો અને અવારનવાર પોતાના બેટા માનુની સુરતના આ નાના બાળક તરફ ખુશાલીના ઉભરાથી તેવણ જોયા કરતા હુતા

"દીકરી, હુ કહા આઉં? મને તો મુબઇના નામેજ બીક લાગેચ તમે મરૂ માટી બઈયર સધાવી આવો—"

"ને માવજી તમારી મેનીજ વગર ફીરોઝ એક દહાડો બી પાધરો રહી શકશે એમ તમે ધારોચ?" માણેક બોલી ઉઠી "તમારા વગર નો હુ અહીથી એક ડગાલુબી નથી ખસવાની જો તમે નહી આવો તો આપરે મુબઈ જવાનુ માડી વાળશુ"

"પણ હુ મારી માણેકને અને મારા ફરજદના સુખમા કેવો સુખી છઉં તે એકવાર પાછુ મને તારા મુબઇના દોસત આસનાવોને બતાવવુ ચ અમારે ખાતર માયજી તમે આવશો?" મીનુ બોલ્યો.

"જો તમારી બેઉની ખુશીજ હોય તો હુ ના નહી કહેતી, પણ આવાબાઈને મની?"

"જયા તમે છેવો ત્યા આવા માસીબી જાણવા, એવણુ વગર આપરૂ ઘેર કોણ ચલાવશે ને મની—"

'હા મારી મની, મારી ભલી કદરદાન બેન, તારેથી હુ આ સુખ પામ્યોછ, હુ તો એનો શુ બદલો વાળી આપવાનો ઉતો, પણ ખોદા તુને એનો બદલો આપશે. મીનૂ ખરા દીલના ઉભરાથી બોલ્યો.

"મની, મારી બેન કરતાબી વધારે, મારી નેગોહબાન ફરેસતો, મીનુ, આપરે ખચીત એને આય આપરા મોટા સુખ માટે આભારી છઇયે જો મની નહી હોતે તો આપરૂ શુ થતે" માણેક બોલી "પણ આપરે આપરા સુખની એક લ પેટાઈમા એના સુખનો વિચાર ભુલી જવો જોઈતો નથી હીરબાઈને એની એટલી અસરમ પરી ગઈછ કે એવણુ

તો એને છોડવાને રાજી નથી, પણ નહી, હવે મારા બેન તારી સબુરી અને સદગુણનો બદલો તુને મળવો જોઈયે. મનીના લગન પછી આપણે મુબઈ જઇશુ મારા મીનુ તમે મનીનો ભરમ જાણતા નથી એ તો જાગીરદારના મેહેરનુશ સાથ અહરાયલી છે અને આપણ વીહલા પડેલાઓને મેળવી આપવાનુ બેહેસતનુ કામ કરી પરવારી હવે તે ભલા જવાનને જીદગીભરનો સુખી કરવા જનાર છે ”

“ કોણ મેહેરનોશ ? આહ મારી બેન બચીત તારી પસદગી એટલી સગીન ને સારી છે કે તુ સસારમા બેશક ઘણી સુખી થશે, એમા શક કે સદહ નથી એ થોડુ બોલી ગભીર ને ગરવા જવાનને મે હમેશા માનની નજરે જોયો છે અને જયારે એ ધાધલ વગરના સાદા જવાન માટે બીજી ઉછાછલીઓ બેદરકારી બતાવે ત્યારે તુ મારી દાનાવ મની, તેના ઉમદા જીગરની ખુબીની વખાણમા તને પસદ કરે એમા હુ બચીત તારી દુરઅદેશી જોઉ છુ ખરૂ સુખ એમાજ છે હુ હવે કબુલ કરૂ છ કે એનો નાનો ભાઈ પેલા લાડથી ફાટી ગયલો રતનશાહ, કરતા ના આ જવાન લાખો વધો બેહતર છે ”

હવે ટુકમા કહીશુ કે મની ને મહેરનુશ પરણીને સુખી થયા જાગીરદારે ઘણી દાનેશમદીથી પોતાની દોલતની વહેંચણી કીધી તેવણે પોતાના વડા બેટા અને નહાના વચે સરખે હીસ્સે ફાળા કરયા હતા, પણ જયારે મેહેરનુસને તેનો વારસો કાઇબી કરાર વગર આખો સોપી આપ્યો હતો ત્યારે રતનશાહનો ફાળો મેહેરનોશને હસ્તક સોપી વરસ દહાડે ચોકકસ રકમ ને ઉછાછલા છોકરાને મળે અને ચાલતે દહાડે રતનશાહ પછી તેનો વડો બેટો બધા વારસાનો માલેક બને એવી પાકકા ગોઠવણ કરી હતી આ વીલથી રતનશાહને બમણા

ફટકો પડયો એકતો કુવાના પાંચ લાખના હવાઈ કીલ્લા જમીનદોસત થયા હતા, તેમા બાપની દોલત સારી જેવી હાથ આવવાની ફુરતાજી પણ અવળી નીકળી ગઈ પણ જે વારેલા નહી વળે તે હારેલા વળે તેમ હવેજ તેણે પોતાના વડા બીરાદરની સત્તા જોઇ અને નીચી મુડીએ તેને "મુરબીજી મુરંબીજી" કરવા માડયુ અલબત તેથી છેવટ સારૂ આવ્યુ અને રતનશાહની પોણે ભાગે ફુરતાજી ઠેકરાઇને ઉડી ગઈ

મીનુને માણેક તેમજ મનીને મેહેરનોશ જાવેદાન સુધી એકમેકના ચુસત મીત્રો જેવા રહયા અને ફીરોઝપુરનુ સુખવાસી ગામડું એકવાર પાછુ વસતુ થયુ.

